# सेव्यसेवकधर्म.

(શીઘ્ર કવિ શંકરલાલ માહેશ્વરે રચેલો સંસ્કૃત નિબંધ)

તેનું

## ભાષાંતર.

આર્યધર્મપ્રકાશમાંથી

છપાવનાર

विश्वनाथ विठ्ठलजी वैद्य.


મુંબઈ,

ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૩૭. સન ૧૮૮૧.

મુલ્ય ૪ આના.

# सेव्यसेवकधर्म.*

## મંગળાચરણ.

(मालिनीछंद.)

कळपतुकुशळंनोऽचिंत्यशक्तिः परेशो
निखिलभुवनभर्ता सर्वविश्वैककर्ता
निरवधिकरुणाब्धिः केवलानंदमूर्ति
निगमनिकरगीतानंतकीर्तिः सदैव ॥१॥

અર્થ—સર્વ જગતના ઉત્પન્ન કરનાર તથા પોષણ કરનાર અને અનંત કરૂણા એટલે દયાના સમુદ્રરૂપ, કેવળ આનંદરૂપ, અને વેદના સમૂહે ગાઇ છે કીર્તિ જેની એવા અચિંત્યશક્તિ પરમેશ્વર આપણું કલ્યાણ કરો.

અહો સદ્ગુણી સભાજનો! આ પ્રસંગે મારા અંતઃકરણમાં આનંદ પ્રાપ્ત થવાથી સેવ્યસેવકધર્મ, એટલે સ્વામી સેવકનો પરસ્પર આ જગત્માં શો ધર્મ છે? તેવિષે બોલવાની અગાઉ સર્વ ધર્મ સ્વરૂપી પરમાત્માને પ્રણામ કરી આપ સદ્ગૃહસ્થોને તેઉપર લક્ષ આપવાની વિનંતી કરૂંછું; અને આ વિષયમાં મારી બુદ્ધિની વિષમતાથી અથવા ચિત્તની ચપળતાથી થયેલી કંઇ ભૂલ અથવા ન્યૂનતા નજરે આવે તો, તે ક્ષમા કરશો એવી આશા રાખું છું.

પ્રથમ "સેવ્યસેવકધર્મ" એટલે શું? તે સર્વેજનોના લક્ષમાં આવે તેને માટે તેનો અર્થ જણાવવો અગત્યનો છે. એ શબ્દ ત્રણ શબ્દો મળીને થયેલો છે. પહેલો સેવ્ય, બીજો સેવક, અને ત્રીજો ધર્મ; તેમાં સેવ્ય એટલે મન, વચન, અને કર્મથી જે સેવવાને યોગ્ય તે. તેના બે ભેદ. એક પારમાર્થિક સેવ્ય અને બીજો વ્યાવ-

---

* શિઘ્રકવિ શંકરલાલ માહેશ્વરે આ નિબંધ સંસ્કૃતમાં રચીને મુંબઇ બુદ્ધિવર્ધક સભામાં વાંચ્યો હતો. તેનું ભાષાંતર છે.

હારિક; તેમાં પેહલો એટલે પારમાર્થિક, જે ઉત્પન્ન કરનાર, ઉપદેશ કરનાર અને પોષણ કરનાર ઇશ્વર, તે કીટ એટલે કીડાથી માંડી બ્રહ્માપર્યંત સર્વ પ્રાણીઓનો સેવ્ય એટલે સ્વામી છે. બીજો જે વ્યાવહારિક સેવ્ય છે તેના ત્રણ ભેદ છે. પેહલો જન્મદાતા એટલે માતાપિતા, બીજો સદ્વિદ્યાનું દાન આપનાર જે ગુરૂ તે, અને ત્રીજો પોષણકર્ત્તા કોઇ રાજા અથવા આપણો જે શેઠ હોય તે. હવે સેવક એટલે—મન, વચન, અને કર્મથી પોતાના સ્વામીનો આજ્ઞા પાળવી, તેનું નામ "સેવા" અને તે પ્રકારની સેવાનો જે કરનાર તે "સેવક." હવે પારમાર્થિક જે આપણો સેવ્ય એટલે સ્વામી અથવા ઇશ્વર તેના આપણે ત્રણપક્ષે સેવક છિયે. એક તો પુત્રરૂપે બીજા શિષ્યરૂપે અને ત્રીજા આપણો તે પોષણ કર્ત્તા છે, તેથી આપણે તેના આભારી સેવકરૂપે. ધર્મ શબ્દની વ્યાખ્યા આપણા ન્યાયશાસ્ત્રના રચનાર જે મહાકારૂણિક કણાદઋષિ તેણે નીચેપ્રમાણે કરેલી છે.

એટલે જેથી સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ થાય, તે "ધર્મ." અથવા અલૌકિક સુખ અને દુઃખનો અત્યંત વિરામ જેથી થાય, તે "ધર્મ." ત્યારે કોઇપણ ધર્મનેવિષે એ લક્ષણ તો હોવુંજ જોઇયે, તેથી જે ધર્મવિષે સ્વાભાવિક સૌજન્યવાળા વિદ્વાનોનો આ સેવક બોલવાની ઇચ્છા રાખે છે, તેપણ સ્વર્ગ અને મોક્ષના સાધનરૂપ છે; એમ કહેવામાં કંઇ શંકા જેવું જાણાતું નથી. અહીં પરમાર્થ પક્ષમાં સર્વજ્ઞ સર્વશક્તિમાન્ પરમેશ્વરની સેવા છે, તે ચારેય પુરૂષાર્થ એટલે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષની દેનારી છે, એવો સર્વે શાસ્ત્રોનો મત છે. માટે તેવિષે અત્રે હું દૃષ્ટાંત આપવાની અપેક્ષા રાખતો નથી.

હવે વ્યાવહારિક પક્ષમાં પણ યથાશાસ્ત્રે વ્યાવહારિક સેવ્યની એટલે માતાપિતા, સદ્ગુરૂ અને શેઠની સેવા કરી હોય, તો પારમાર્થિક સેવ્યની સેવાથી તે કંઇ પણ પાછી પાની કરનાર નથી. એટલે જેવી ઇશ્વરની સેવા ફળદાયક છે, તેવીજ માતાપિતા, ગુરૂ, અને પોતાનો શેઠ તેઓની પણ ખરા અંતઃકરણથી કરેલી સેવા

ઉપર કહેલા ચાર પુરૂષાર્થમાંના કોઇને પણ હાનિ કર્તા નથી, પરંતુ તેમાંના ત્રણ જે ધર્મ, અર્થ, અને કામ, તેઓને તો સહાય કર્તા છે; એમ હું માનુંછું અને શ્રુતિ, સ્મૃતિ, તથા ઇતિહાસનો પણ એવિષે એવોજ સંમત છે. તેમ તે તે વિષયોનું પ્રતિપાદન કરનાર ઘણાએક પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસો છે, તેમાંથી કેટલાંએક દૃષ્ટાંત આ પ્રસંગે લખવા હું ઇચ્છા રાખુંછું.

એ પ્રમાણે એ વિષયનો ટુંકામાં સાર સમજાય તેને માટે હું કહું છું કે, પ્રથમ સેવ્ય એટલે સ્વામી બે પ્રકારના. ૧ પારમાર્થિક એટલે ઇશ્વર અને બીજો વ્યાવહારિક એટલે માતાપિતા, ગુરૂ, અને જેના આપણે નોકર હોઇયે તે આપણો શેઠ. હવે સેવક આ જગત્‌માં ત્રણ રૂપે જોવામાં આવે છે. એક પુત્રરૂપે, બીજો શિષ્યરૂપે અને ત્રીજો આપણો જે અન્નદાતા છે, તેના આપણે આભારી છિયે તે રૂપે. એ ઉપરથી સહુના ધ્યાનમાં સહુજ આવી શકશે કે, આ વિષયમાં મુખ્યત્વેકરીને ત્રણ બાબતોનો સમાવેશ થાય છે. પેહેલી બાબત પુત્રના માતાપીતા પ્રત્યેના ધર્મ, બીજી શિષ્યના ગુરૂ પ્રત્યેના ધર્મ, અને ત્રીજી સેવકના સ્વામી પ્રત્યેના ધર્મ. હવે પ્રથમ પુત્રે માતાપિતાપ્રત્યે કેવી વર્તણુંક રાખવી જોઇયે, તે વિષે બોલું છું.

આ જગત્‌માં આપણને જેણે ઉત્પન્ન કરયા, પાળ્યા, લાડ લડાવ્યાં, અને જેઓએ આપણા સુખને અર્થે પોતાનાં સર્વ સુખોનો ત્યાગ કરીને અસંખ્ય દુઃખો સહન કરયાં અને કરે છે, તથા જેઓ આપણા વિષે સ્વાભાવિક સ્નેહથી ભિંજાયલાં છે, જેનું આપણા ઉપરનું વાહાલપણું ત્રણ લોકમાં અનુપમ છે, આપણે બાળબુદ્ધિ-થી, ચપળતાથી અથવા તો ખરાબ સ્વભાવથી અપમાન કરિયે તોય જેઓ કદી પણ આપણી ઉપર જે પોતાનો નિરૂપમસ્નેહ છે તે ઓછો કરતાં નથી, એવાં જે માતાપિતા, તેઓના આપણાપર થયેલા અપાર ઉપકારને વાળવાને માટે આપણે કદી અમર હોઇયે તો પણ શક્તિવાન્ નથી. પણ જ્યાંસુધી જીવીએ ત્યાંસુધી તેઓના ચરણની સેવા કરવી; મન, વચન, અને કર્મથી આજ્ઞા પાળવી,

તેઓનેજ એક ઇષ્ટદેવ જાણવાં, તેઓનેજ તીર્થરૂપ જાણવાં, તેઓની સેવા એજ પોતાનું સર્વસ્વ માનવું, તેઓમાંજ દૃઢ સ્નેહ બાંધવો, અને તેઓના કરેલા અસંખ્ય ઉપકાર ભૂલવા નહિ; એ પ્રત્યેક સુપુત્રનો ધર્મ છે.

આ ઉપર લખેલી મારી ઉક્તિરૂપી વેલને પરમ પવિત્ર અને વિચિત્ર ચરિત્રવાળા આદ્યકવિ વાલ્મિકીરૂપી વરસાદે વરસાવેલી કથારૂપી અમૃતની વૃષ્ટી, પુષ્ટી આપી પલ્લવિત કરે છે. તે કથા આ પ્રમાણે છે.

એક કાશીનો રહેવાશી વિશ્વમાં વિખ્યાત યશવાળો તથા જેનો મનરૂપી ભ્રમર માતાપિતાના ચરણરૂપી કમળમાંજ મગ્ન છે, એવો, શ્રવણ નામનો શૂદ્ર હતો. અને અંધ તથા વૃદ્ધ માતાપિતા તેજ જેનું પરમ દૈવત હતું તેથી તે આ અવનીતળમાં પોતાનું કલ્યાણ કરનાર માતાપિતાની સેવાશિવાય બીજા કોઇ ઇષ્ટદેવને જાણતો નહિ. અને તેણે નિર્મળ મનથી પોતાનાં માતાપિતાની જે સેવા કરી છે, તેવી સેવાનો કરનાર આ અવનીતળમાં કોણ મળી આવનાર છે? એક દિવસ સર્વ પુણ્યતીર્થમાં સ્નાન કરવાને ઉત્કંઠિત મનવાળાં, વિષમ વૃદ્ધપણાથી નિર્બળ ઇંદ્રિયોવાળાં, મહાદેવના ચરણકમળનેજ શરણે થયેલાં, જેના કાનમાં પળીઆં આવેલાં છે એવાં, જેનું સર્વ ગાત્ર કંપે છે એવાં, જેઓ સારૂં શિયળ અને સરળતાના પાત્રરૂપ છે એવાં, અને જેઓનો શ્રવણ જેવા સુપુત્રના જન્મથી આ ભવનો ફેરો સફળ થયેલો છે એવાં શ્રવણનાં માતાપિતાએ શ્રવણને આજ્ઞા કરી કે, હે પ્રિયપુત્ર! તેં અમારી સર્વ પ્રકારની અભિલાષા પૂરી કરી છે, તેથી હવે લાંબી લોકયાત્રા એટલે જન્મમરણનો અંત કરનારી તીર્થયાત્રા, તે શિવાય અમારે બીજી કાંઇ પણ અભિલાષા બાકી રહી નથી. માટે જ્યાંસુધી કાળરૂપી પારધી દેહરૂપી વૃક્ષમાં રહેનારા પ્રાણરૂપી પક્ષીયોને બલાત્કારથી ખેંચી લેવા આવ્યો નથી, ત્યાંસુધીમાં સર્વ પુણ્ય-

તીર્થમાં સ્નાન કરાવી આ મારા શરીરને શુદ્ધ કર. પછી શ્રવણે ઘણા હર્ષને આપનાર, કોમલ, અને મનોહર એવી માતાપિતાની આજ્ઞાને પુષ્પની માળાની પેઠે ઘણા માનથી માથે ચઢાવી; અને તેઓને કાવડમાં બેસાડી પોતાને ખભે લેઇને પ્રત્યેક પુણ્યતીર્થમાં અને આશ્રમોમાં ફરવા લાગ્યો. એમ કરતાં કરતાં બાર વર્ષે સર્વ દિશાઓના ચક્રમાં ફરવાના ક્રમથી છેવટે સર્વ સદ્ગુણરૂપી રત્નના રત્નાકર એવા દશરથરાજાએ રક્ષણ કરેલી રઘુવંશીઓની રાજ્યધાની જે અયોધ્યા તેના નજીકની સાંકડી ઝાડીના પ્રદેશમાં આવી પહોંચ્યો. પછી મધ્યરાત્રિની વખતે પાણીની તરશથી આકુળ મનવાળાં અને હોઠ તથા મુખ સુકાએલ છે એવાં માતા-પિતાએ પાણી લઇ આવવા માટે શ્રવણને આજ્ઞા કરી. તેથી શ્રવણ વનમાં શુવર, પાડાઓ, હાથીઓ અને સિંહ આદિ અનેક શિકારી પશુઓના કોળાહળથી ભયંકર અંધારાવાળી સાંકડી ઝાડીમાં ભટકતો ભટકતો, ઠોકરો ખાતો, અને લથડી પડતો મોટા શ્રમથી કોઇ રીતે એક વનના તળાવની પાસે આવી પહોંચ્યો; અને તે તળાવમાં પાણી ભરવાને માટે જેવો પોતાનું તુંબડું બોળે છે કે તરતજ તે તુંબડામાં પાણી ભરાતાં થતો શબ્દ સાંભળીને થોડે દૂર એક ઝાંડપર બેઠેલા અને શબ્દવેધ કરવામાં પ્રીતિવાળા રાજા દશરથે "આ કોઈ પાણી પીવા હાથી આવેલો છે તેનો શબ્દ છે" એવું જાણી બાણનો ઘા કર્યો; પણ દૈવયોગથી તે બાણના લક્ષરૂપ શ્રવણ થયો, તેથી "આ જગત્ પરિણામે મૃત્યુવાળું છેજ, માટે હું મરવાથી બીતો નથી પણ અરેરે !!! હાય હાય !!! હવે મારાં વૃદ્ધ અને અપંગ માતાપિતાની શી વલે થશે? એટલા વિચારથીજ મારૂં મન દુભાય છે;" એવું વારંવાર બોલતો બોલતો શ્રવણ પૃથ્વી ઉપર પડ્યો.

હૃદયને ભેદે એવી આ વાણી સાંભળીને રાજા દશરથ શ્રવણની પાસે આવી હાથ જોડીને ખેદથી બોલ્યા કે, હે તપોનિધિ! હે કૃપાળુ! આ હું નિર્દય ને અપરાધી છું માટે મને શાપ આપો કે

જેથી ફરી આવો અપરાધી થાઉં નહિ. આવી રીતે કહેતા એવા રાજા દશરથને શ્રવણે કહ્યું કે, હે શૂરશિરોમણિ ! તમે વૃથા કંઇ પણ શોચ કરશો માં. થનાર વાતને કોણ મિથ્યા કરી શકનાર છે? હે રાજા ! મારાં અપંગ માતાપિતાને આ શીતળ જળ આપીને શાંત કરો, એટલે આ મારો કંઠે રહેલો પ્રાણ તત્કાળ આ દેહુથી જૂદો પડશે. એ મારા માતાપિતા અતિ દુઃખી છે, અપંગ છે, અને તેઓને હુંજ માત્ર આંખરૂપ હતો; માટે જ્યાંસુધી તેઓએ પાણી ન પીધુ હોય ત્યાંસુધી મારા મરણની વાર્તા એમને કહેશો નહિ. કેમકે તેઓ મારૂં મરણ સાંભળીને પાણી પીધા વગર તરસ્યાં ને તરસ્યાં ટળવળીને તરખલાની પેઠે પોતાના પ્રાણનો ત્યાગ કરશે. આ પ્રમાણે વિનયપૂર્વક કરેલી છેલ્લી વિજ્ઞાપના રાજાએ માન્ય કરીને કહ્યું કે, હે શ્રવણ ! તું માતાપિતાની સેવાથી પવિત્ર છું તથા કૃતાર્થ છું. તારી કીર્તિ માણસ અને દેવતાઓમાં પ્રથમ ગાવા લાયક છે. હે સખા ! તું "મારાં માતાપિતાની હવે શી ગતિ થશે;" એવી ચિંતાથી તારા મનને આકુળ કર નહિ. સુખે તારા પવિત્ર ચરિત્રથી મેળવેલા પુણ્ય લોકમાં જા. તે તારાં માતાપિતા જો તારૂં મરણ સાંભળ્યા પછી જીવશે તો હું એવી રૂડી રીતે એમની સેવા કરોશ કે, જેથી એમના મનમાં તું પાસે નથી એવું કદી આવશે નહિ. મેં, જેવી મારાં માતાપિતા ઇંદુમતી અને અજરાજાની સેવામાં બુદ્ધિ રાખી હતી, તેવી આજથી તેઓની સેવામાંજ રાખીશ. દશરથ રાજા મોઢે મીઠું બોલનાર હોય એવું તારે સ્વપ્નમાં પણ સમજવું નહિ. આ પ્રમાણે દશરથ રાજાનાં વચનામૃત સાંભળીને શ્રવણે કહ્યું કે, હે રાજા ! મારી સર્વ ચિંતાને શમાવનાર મારાં માબાપને પાળવાવિષેનો આ ઉપકાર તમોએ મારીઉપર કર્યો તેથી હું તમને આશિષ દઉં છઉં કે "તમારે સત્પુત્રની પ્રાપ્તિ થશે." આવી શ્રવણની આશિષ માથે ચઢાવીને રાજા જળપાત્ર લેઈ શ્રવણનાં માતાપિતા પાસે ગયા અને જળપાત્ર તેઓને આપીને પોતે મુગા બેઠા.

પછી શ્રવણને આવતાં વાર લાગવાથી તેઓ અનેક ચિંતાએ આતુર થએલાં હતાં તેથી એવું બોલ્યાં કે, હે પુત્ર! આટલી બધી વાર કેમ લાગી? શું જળાશ્રય અતિ દૂર હતું? કે શું ઘાતકી જનાવરોનો તને માર્ગમાં ભય નડ્યો? તું કુશળતો છું? ઉતાવળથી રસ્તામાં કંઇ પડ્યો તો નથી? આ સાંકડી ઝાડીમાં ભટકતાં તારા પગમાં કાંટાતો નથી વાગ્યા? હે પ્રિયપુત્ર! તું અમને ભેટીને સુંદર વચન બોલ. રાત્રિએ જળ લેવા મોકલ્યો તેથી રીશ તો નથી ચઢી? આજ સુધીમાં કોઇ વાર અમે તારામાં આવી કઠોરતા દીઠી નોહોતી. આજ તે ક્યાંથી અને કેમ આવી? એ રીતે અમારા મનમાં (સંભ્રમ) સંકલ્પ થાય છે. હે પ્રિયપુત્ર! જ્યાં સુધી તું મુખથી વચન બોલતો નથી ત્યાં સુધી અમે તરશ્યાં છિયે તો પણ પાણી પીવાનાં નથી.

આવાં શ્રવણનાં માતાપિતાનાં વચનની રચના સાંભળવાથી આંખમાં ઘણાં અશ્રુ આવેલ છે, અને કંઠ જેનો રૂંધાયો છે એવા દશરથરાજા બોલ્યા કે, હે માતા! હે પિતા! જે પૃથ્વીમાં મૂર્તિમાન્ પુત્રના ધર્મ જેવો શ્રવણ હતો તે હું તમારો પુત્ર નથી, પણ હું તો પાપી, તાપવાળો, શ્રાપને લાયક કૃત્ય કરનાર, અને નિંદવા લાયક કોઇ એક અયોધ્યાનું કલંકરૂપ દશરથ છું, કે જેણે શબ્દવેધ કરવાના રસથી અજાણતાં તમારા પ્રિયપુત્રને પરલોકનો પરોણો કર્યો. આવી શ્રવણના મરણની વાત સાંભળતાં તે બન્ને પૃથ્વી ઉપર મૂર્છાગત થઇ પડયાં. અને કેટલીક વારે મૂર્છા ઉતરયા પછી પ્રિયપુત્રના વિયોગથી વિહ્વળ થએલાં તે બન્ને અતિ ધીરજવાન્ મનુષ્યની ધીરજને પણ હરે તેવાં વચનોથી વિલાપ કરવા લાગ્યાં (શ્લોકનો અર્થ) હે નિર્દય દૈવ! તને દયા કેમ નહિ આવી? આંખ વગરનાંની આંખો ચોરી લેતાં તારી સાહુકારી ક્યાં રહી? અરે પુત્ર! અમને તારો સમાગમ ક્યાં થશે? અરે કોમળ વાણીથી તારાવિના બીજો અમારા તમો ગુણને હરનાર કોણ છે? જેણે બાલ્યાવસ્થામાંથીજ અમારાં વચનનું ઉલ્લંઘન કર્યું નથી તે તારાવિના અમે કેમ જીવિયે? હે

પુત્ર! તારી માનેવિષેની વાલપ ક્યાં ગઈ? અને તેને બદલે આ કઠોરપણું ક્યાંથી આવ્યું? હે પ્રાણપ્રિય! એક પગલું પણ તેં અમવિના કોઇ ઠેકાણે જવાને ભર્યું નથી, તે તું એકલો અમો બેને મૂકીને સ્વર્ગ મંદિરમાં કેમ જાય છે? એ તને યોગ્ય નથી, માટે તું તારા પ્રેમને લાયક જે કરવું ઘટે તે કર. હે પ્રાણપ્રિય પુત્ર! એક ચિત્તને હરે એવું ચમત્કારિક સુંદર વચન બોલ. જો પૃથ્વીમાં ફરી અમારો જન્મ થાય તો ત્યાં તારા જેવા પુત્ર મળજો. આ પૃથ્વીમાં અમ જેવાં સત્પુત્રવાળાં કોણ થનાર છે? હે પુણ્યપવિત્ર! તારા જેવા ગુણ બીજે ક્યાંઇ છે નહિ; માટે તું તો તુંજ છે. તું ભક્તવત્સલ ભૂતપતિ મહાદેવના લોકમાં જાય છે, અને તું પુત્રનો પિતા પ્રત્યેનો ધર્મ જાણતાં છતાં અમને કેમ પુછતો નથી? ભલે તારો રસ્તો કલ્યાણરૂપ થાઓ, અને તને ખેદ ન થાઓ. આપણો સમાગમ તો હવે શિવલોકમાં થશે.

એ પ્રકારે પોતાના પુત્રના ગુણ સંભારી આક્રંદ કરી શ્રવણનાં માતાપિતાએ પણ પોતાનો પ્રાણત્યાગ કર્યો. આ ઉપરથી જુઓ કે જેણે શ્રુતિ તો સાંભળેલી નહિ, સ્મૃતિ સ્મરણ કરેલી નહિ, વેદશાસ્ત્રથી જે અનભિજ્ઞ, જેણે કોઇ બીજા ઇષ્ટદેવની સેવા ન કરેલી, અને તીર્થ, વૃત, જપ, તપ, દાન કે પુણ્ય એમાંનું કંઇપણ કરેલું નહિ; પરંતુ માતાપિતાનીજ સેવા જેનું સર્વસ્વ છે એવો શ્રવણ તે પરમ પદને પામ્યો; કે, જે પરમ પદ માતાપિતાનો ત્યાગ કરીને ભેખ ધરી ગેરૂઆં વસ્ત્ર ધરનાર અને જગત્‌ને ધૂતનાર એવા દંભીજનોને તો પ્રાપ્ત થવું પણ કઠણ છે; પરંતુ ખરી ભક્તિવાન્, જ્ઞાનવાન્ અને વૈરાગ્યવાન્ તેમજ તીર્થાટન તથા જપતપાદિક કરનાર મોટા મુનિ, સિદ્ધ, અને તપસ્વિઓને પણ પોતાના માતાપિતા, કે જેમનો જીવિત પર્યંત ઉપકાર ભુલવા લાયક નથી અને પોતે અમર હોય તો પણ જેમનો અનિમિત્ત સ્વાભાવિક પ્રેમનો પ્રસાદ અને કરૂણાનો બદલો વાળી શકાતો નથી, તેવાં માવતરનો ત્યાગ કરવાથી નિરંતર દુર્લભ છે. (તે પદને પામ્યો.)

સદુપદેશના આપનાર, સદાચરણનું સદન, સર્વ કાળરૂપી કદલીના આરામરૂપ, સૌજન્ય, સૌહાર્દ, સરલતા, દયા, અને શમદમાદિક સંપત્તિઓના સ્થાનરૂપ, જેને અનેક રાજાઓ નમન કરતા, એવા એકપત્નિવૃતના ઉપદેશના પ્રથમ ગુરૂ શ્રીરામચંદ્રે પોતાના પિતાનું વચન પાળવા સારૂ સ્વર્ગપુરીની સંપત્તિને હશી કહાડે એવી રાજ્યલક્ષ્મીને તૃણસમાન તુચ્છ ગણી, ચૌદ વર્ષપર્યંત વનવાસની વિપત્તિને એક ચક્રવર્તિ રાજ્યની સંપત્તિસમાન ગણી, અને તેથી લીલામાત્રમાં દશદિગ્પાળને જીતનાર, કૈલાસ સરખા પર્વતને પ્રબલ બાહુવડે ઉપાડનાર, અને મહાપ્રલયના જળમાં ક્રીડાના કરનારા મૃત્યુંજય (મહાદેવ) ને પુત્રથકી પણ અધિક પ્રિય એવા રાવણને મારી, પોતાની પ્રાણવલ્લભા સીતાને લાવ્યા અને અયોધ્યામાં આવી રાજ્યસુખ ભોગવી અયોધ્યાની સર્વ પ્રજાસહિત સ્વધામ ગયા. એ રીતે આદિકવિ વાલ્મિકીએ રામાયણમાં વર્ણન કરેલું છે, એ ઉપરથી આપણને માતપિતાની ભક્તિ કેવી ફળદાયક છે? તેનું એક ઉત્તમ દૃષ્ટાંત મળી આવે છે.

ધર્મશાસ્ત્રના રચનારા મનુ, કે જેના મુખકમળમાંથી નીકળેલી મનુસ્મૃતિરૂપી ગંગા જગત્‌માં વિસ્તાર પામી, તેણે પોતાના પિતાપ્રત્યે કેવાં વચનો* કહેલાં છે? અને તે વચનોના તેના પિતાએ કેવા ઉત્તરો† આપ્યા છે? મનુએ પુછ્યું કે હે પિતા! તમે સર્વ પ્રાણિયોના ઉત્પન્ન કરનાર અને પોષણ કરનાર છો, તોપણ અમે જે તમારી પ્રજા, તે તમારી કયે પ્રકારે સેવા કરિયે? એ વિષે અમારી શક્તિપ્રમાણે અમને આજ્ઞા આપો. હે સ્તુત્ય! હું આપને ચરણે વંદન કરૂં છું. જે સેવા કર્યાથી આ લોકમાં અને પરલોકમાં સદ્ગતિ પ્રાપ્ત થાય, એવી તમારી સેવાનો માર્ગ મને દેખાડો. ત્યારે મનુના પિતાએ ઉત્તર આપ્યો, કે હે પુત્ર! હે રાજા! તમારૂં દંપતીનું કલ્યાણ થાઓ, કેમ જે નિષ્કપટ મનથી "મને આજ્ઞા

---

* શ્રીમદ્‌ભાગવતના તૃતીયસ્કંધના તેરમા અધ્યાયમાં.

† તેજ સ્કંધના તેજ અધ્યાયમાં.

આપો" એવું તું બોલ્યો. હે વીર! પુત્રોએ પોતાના પિતાની યથાશક્તિએ અસાવધાન ન રહેતાં અને મત્સર ન કરતાં આદરસહિત આજ્ઞા પાળવી એજ મુખ્ય સેવા છે.

યયાતિ નામના રાજાને શુક્રાચાર્યના શાપથી અકસ્માત્ જરા પ્રાપ્ત થઇ.* અને તેને ફરીને અનુગ્રહ કરી શુક્રાચાર્યે કહ્યું હતું કે, જો તારા ચાર પુત્રોમાંનો એકેય જરાને પોતે લેશે, તો તને યૌવન પ્રાપ્ત થશે. તેથી તેણે પોતાના ત્રણ દીકરાઓને (જરા) વૃદ્ધાવસ્થા આપવાનાં વચન કહેવાથી નિરાશ થઈને સહુથી નાહાના પુરૂનામના પોતાના ચોથા પુત્રને જે સમય જરા લેવાનું કહ્યું તે સમયે પ્રત્યુત્તરમાં† તેણે "હે મનુષ્યેંદ્ર! જે માતાપિતાના પ્રતાપથી લોક પરમ પદને પામે છે તે પોતાનાં ઉત્પન્ન કરનારાં માતાપિતાનો પ્રત્યુપકાર કરવાને લોકમાં કયો પુરૂષ સમર્થ છે? જે ઉત્તમ પુત્ર હોય, તે પિતાના વિચારથી એટલે વગર કહ્યે તેના અંતરનો વિચાર સમજી જઇને તેમ કરે છે, મધ્યમ પુત્ર કહ્યા પછી શ્રદ્ધાથી કરે છે અને અધમ પુત્ર તો કહ્યા પછી પણ મનવિના કરે છે. પણ જે તેમ છતાં પણ નથી કરતો તે પુત્ર ન જાણવો, પરંતુ તેના પિતાના અંગના મેલ સરખો જાણવો." એમ કહી સર્વ સુખોપભોગના સદનરૂપ પોતાનું યૌવન પિતાને આપ્યું અને સર્વ દુઃખ અને વિપત્તિઓનાં બીજરૂપ જરા એટલે વૃદ્ધાવસ્થા પોતાની રાજી ખુશીથી લીધી.

કંસનો વધ કરીને મળવા ગયા તે સમયે શ્રીકૃષ્ણે પોતાનાં માતાપિતા વસુદેવ તથા દેવકી પાસે આવીને એવાં નમ્ર વચન‡ કહેલાં છે, કે "અમારાં મંદભાગ્યથી તમારી સમિપમાં અમારો વાસ ન થયો અને બાલ્યાવસ્થામાં છોકરાંઓ લાડકોડનો જે આનંદ ભોગવે છે, તે આનંદ અમને ન મળ્યો. સર્વ પુરૂષાર્થના મૂળરૂપ આ દેહને જેણે ઉત્પન્ન કરી, અને પોષણ કર્યું, તે માતાપિતાનો

---

* શ્રીમદ્ભાગવતના નવમસ્કંધના અઢારમાં અધ્યાયમાં જુઓ.

† શ્રીમદ્ભાગવતના નવમસ્કંધના અઢારમાં અધ્યાયમાં.

‡ ભાગવતના દશમસ્કંધમાં.

પ્રત્યુપકાર સો વર્ષે પણ પુત્ર કરી શકતો નથી. જે દીકરો પોતે સમર્થ છતાં માતાપિતાને પોતાના તનથી અને ધનથી આશ્રય નથી આપતો, તેને મુવા પછી તેનું પોતાનુંજ માંસ ખાઇ દહાડા કહાડવા પડે છે. વૃદ્ધ માબાપ તથા સતી સ્ત્રી, બાળક છોકરૂં, ગુરૂ, શરણે આવેલો અથવા અતિથિ બ્રાહ્મણ, એઓને પોતે સમર્થ છતાં આશ્રય નથી આપતો; તે જીવતો મુવાસરખો જાણવો. અસમર્થ અને કંસના ભયથી ઉદ્વેગી એવા હું અને બળદેવને તમારી સેવા કર્યાવિનાના આટલા દિવસ વ્યર્થ ગયા."

એવા એવા ઇશ્વરી પુરૂષોનાં દૃષ્ટાંતો ઉપરથી આપણને ખરો નિશ્ચય થાયછે કે, માતાપિતાની સેવા સર્વ પુરૂષાર્થના સાધનરૂપ છે; માટે જીવતાં સુધી મન, વચન અને કર્મથી પુત્રે પોતાનાં માતાપિતાની સેવામાં તત્પર રહેવું એજ તેનો ધર્મ છે. પાલણ પોષણ આદિક જે માતાપિતાના ધર્મ તે તેમણે પોતે પણ યોગ્યરીતે પાળવામાં લાવવા એવિષે કંઇ કહેવા સરખું નથી. એતો તેઓ સ્વાભાવિક સ્નેહવડે કરેજ.

હવે સદ્વિદ્યાના આપનાર ગુરૂની સેવા કયા કયા મહાન્ પુરૂષોએ કરી? અને તેથી કેવા કેવા પ્રકારના લાભ થાય છે? તેવિષે ટુંકામાં બોલું છું.

સદ્વિદ્યા એ નિત્ય અને અનિત્ય, સત્ અને અસત્, કૃત્ય અને અકૃત્ય, હિત અને અહિત, હેય અને ઉપાદેય, ઇત્યાદિક અનેક બોધનું મૂળ છે, તે સદ્વિદ્યાનું મૂળ સદ્ગુરૂની કરૂણાદૃષ્ટિ છે અને તે કૃપા (કરૂણા) નું સાધન નિષ્કપટ મન, વચન, કર્મથી કરેલી સેવા છે. એટલા માટે શ્રીકૃષ્ણે ઉજ્જનમાં સાંદીપનિ ગુરૂને ઘેર ગુરૂપત્નીની આજ્ઞાથી વગડામાંથી લાકડાં કાપી લાવવા જેવાં કામો પણ શ્રદ્ધાથી કરેલાં છે. તેમજ બૃહસ્પતિના દીકરા કચે શુક્રાચાર્ય પાસે સદ્વિદ્યા પામવાસારૂ ગાયો ચારવાનું કામ પણ કર્યું હતું. રામ અને લક્ષ્મણે સદ્વિદ્યા પામવાસારૂ પોતાના પિતાનું ઘર ત્યાગ કરી વિશ્વામિત્રના આશ્રમમાં નિવાસ કર્યો હતો. મહારૂદ્રે અંગી-

રાનું ઘર સેવ્યું હતું. પરશુરામે મહાદેવપાસે સદ્વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. તેમ ભીષ્મે પરશુરામ પાસે વિદ્યાભ્યાસ કરેલો છે.

ભાગવતના દશમસ્કંધમાં શ્રીકૃષ્ણે પોતાના મિત્ર સુદામાને કહેલું છે કે, "હે પ્રિયમિત્ર, આપણે ગુરૂને ઘેર રહ્યા હતા તે તને સાંભરે છે? માણસ અહીં જન્મે છે તે પેહેલો જન્મ છે અને ગુરૂ પાસે અભ્યાસ કરે છે તે બીજો જન્મ છે, કે જેથી અજ્ઞાનના પારને પમાય છે. જે જ્ઞાન દેનાર ગુરૂ છે તેતો ઇશ્વરરૂપજ જાણવા. તેજ પુરૂષ સમજૂ જાણવો કે જે જ્ઞાની ગુરૂની વાણીથી સંસારરૂપી દરિયાને તરે છે. હું યજ્ઞથી, પ્રજાથી, તપથી કે શાંતિથી એવો પ્રસન્ન થતો નથી કે, જેવો સદ્ગુરૂની સેવાથી પ્રસન્ન થાઉં છું" શ્રીકૃષ્ણનાં આવાં વચનો પરથી ગુરૂની સેવા એજ ઇશ્વરને પ્રસન્ન કરવાનું સાધન છે એવો નિર્ણય થાય છે.

કોઇ ત્રણ વિદ્યાર્થીઓ ગુરૂની આજ્ઞાથી ખેતર, સ્ત્રી, અને ગાયનું રક્ષણ કરવા માટે રહ્યા હતા. સદ્ગુરૂની સેવાનેજ પોતાનું સર્વસ્વ માની શ્રદ્ધા રાખીને, શાંત, શીળ, સત્ય, પવિત્રતા, અને સરલતાથી શોભતા એવા, ભયને પણ ભય ન ગણતાં દુઃખને પણ સુખ ગણવાવાળા અને ઉજડ વનના નિવાસને પણ દેવતાના ઘર સમાન માનનારા એવા તેઓ ગુરૂની આજ્ઞાપ્રમાણે તે તે કામો કરીને કૃતાર્થ થયા. એ વિષે મોટી આખ્યાયિકા મહાભારતના આદિપર્વમાં છે. અહીં તે લંબાણ થવાના ભયથી વિસ્તારીને લખ્યું નથી.

સર્વસ્વત્યાગ કરનાર મહાદેવના વિદ્યાર્થી પરશુરામ પાસેથી, ધનુર્વેદનો અભ્યાસ કરનાર દ્રોણાચાર્ય પાસે એક ભીલનો છોકરો ધનુર્વેદ ભણવા આવ્યો; તેને દ્રોણાચાર્યે કહ્યું કે, તારાં કુલ તથા શિયલની મને ખબર નથી માટે હું તને વેદ ભણાવીશ નહિ. આ વચન સાંભળી તે છોકરે વનમાં જઇને દ્રોણાચાર્યની માટીની મૂર્ત્તિ કરીને તેની પૂજા કરી અને પછી તે મૂર્ત્તિ પાસે અભ્યાસ કરવા લાગ્યો. તે થોડા દિવસમાં એવો તો હુંશિયાર થયો કે તેજ સાક્ષાત્ ગુરૂપાસે અભ્યાસ કરનાર રાજકુમારો કરતાં અધિક

કીર્ત્તિનું પાત્ર થયો. એક દિવસ ગુરૂ (દ્રોણાચાર્ય) સહિત રાજકુમારો વનમાં આવ્યા ત્યાં દૃષ્ટિ ન પહોચે એટલે દૂર એક કુતરૂં રોતું હતું, તેને એકજ બાણનો ઘા કરીને પેલા ભીલવિદ્યાર્થીએ માર્યું. આવી એની અદ્ભુત શક્તિ જોઇને આશ્ચર્ય પામી રાજકુમારોએ તેને પુછયું કે તું કોણ છે? અને તારો ગુરૂ કોણ? અરે! આવી વિદ્યા તને કયાથી મળી? ભીલવિદ્યાર્થીએ ઉત્તર આપ્યો કે, હે રાજપુત્રો! જાતનો તો હું ભીલનો પુત્ર છું, પણ ધર્મપુત્ર તો સર્વ શાસ્ત્ર, શસ્ત્ર, અને અસ્ત્ર વિદ્યાના સમુદ્ર મહાદયાળુ દ્રોણાચાર્યનો છું. શંકા ઉત્પન્ન થવાથી રાજકુમારોએ ફરીને પુછયું કે તે રહે છે કયાં? પછી ભીલના પુત્રે "ચાલો દેખાડું" એમ કહીને પોતે માટીની કરેલી દ્રોણાચાર્યની મૂર્તિ દેખાડી. તેને જોઇને રાજકુમારોને તો કૌતુક લાગ્યું. તથા દ્રોણાચાર્યની આંખમાં આનંદના આંસુ આવ્યાં અને પોતે ગદગદ કંઠે બોલ્યા કે, હે પુત્ર! આ તારી નિષ્કપટ પ્રેમભક્તિથી હું પણ પ્રસન્ન થયો છું. માટે આશિસ્ દઉં છું કે, તારા સર્વ મનોરથ પૂર્ણ થાઓ. તને અમે ન ભણાવ્યો તેમ છતાં પણ અમારે વિષે ઈર્ષા તથા અવજ્ઞા ન કરતાં ઉલટી આવી અલૌકિક ભક્તિ કરી; તેથી તારા વંશજો પણ સર્વ ધનુર્વિદ્યાના જાણનાર થશે. ફરીને ઈર્ષાવાળા રાજકુમારોની પ્રેરણાથી દ્રોણાચાર્ય બોલ્યા કે, મને ગુરૂદક્ષણામાં તારા જમણા હાથનો અંગુઠો આપ. ભીલવિદ્યાર્થીએ કહ્યું કે, મહારાજ! અમુલ્ય વિદ્યારત્નના આપનાર, અને જીવિતપર્યંત ભૂલી ન શકાય એવા ઉપકારોના કરનાર આપ જેવા સદ્ગુરૂને ગુરૂ દક્ષણામાં આપવા વાસ્તે મારૂં મસ્તક પણ ન આપવા લાયક નથી, તો અંગુઠો આપવો તે શું માત્ર છે? હું તો શું પણ મારા વંશજો પણ અંગુઠાથી બાણ નહિ ખેંચે. એમ કહીને અંગુઠો કાપી નાખ્યો.* એ રીતે મહાભારતમાં મનોહર આખ્યાન છે.

ભાગવતમાં નારદે વસુદેવપ્રત્યે કહેલ છે કે, કલ્યાણ પા-

---

* કહેછે કે આજ પણ ભીલલોકો કામઠાની દોરી ચાર આંગળાંવડે ખેંચેછે.

મવાની ઈચ્છાવાળા પુરૂષે ગુરૂનો આશ્રય કરવો, પણ તે ગુરૂ શબ્દબ્રહ્મ એટલે વેદ, શાસ્ત્ર ઇત્યાદિકમાં કુશળ, પરબ્રહ્મ પરમાત્મામાં નિષ્ઠાવાળા, અને શાંત ચિતવાળા હોવા જોઇયે. તેવા ગુરૂને પોતાનું દૈવત માનીને તેની નિષ્કપટપણે સેવા કરવી કે જેથી મોક્ષ આપનાર ઈશ્વર પ્રસન્ન થાય. આ દૃષ્ટાંત ઉપરથી પણ ગુરૂની નિષ્કપટ ભાવે સેવા કરવી, તે ઈશ્વર પ્રસન્ન કરવાનું સાધન છે એવો નિશ્ચય થાય છે.

એમ અનેક ઇતિહાસોથી સ્પષ્ટ જણાય છે કે, નિષ્કપટ ભક્તિથી પ્રસન્ન થયેલા સદ્ગુરૂની દયાસહિત દૃષ્ટિ થવી એજ સદ્વિદ્યાનું સાધન છે અને સદ્વિદ્યા પરમાત્મસ્વરૂપ મળવાનું પહેલું સાધન છે. માટે મોક્ષની સિદ્ધિ તો ગુરૂ સેવાથી સિદ્ધ થાય છે. તેમજ સ્વાભાવિક રીતે થયેલું; હજારો રસાયનોથી ન મટાડી શકાય, સેંકડો આંજણની સળીઓથી ન લોપી શકાય, સર્વ વૈદ્યોની વૈદ્યવિદ્યાનું કૌશલ્ય જેમાં ન ચાલી શકે, અને સર્વ લૌકિક વસ્તુ જોતાં છતાં પણ અંધમાં ગણાવે, એવાં પોતાના અજ્ઞાનરૂપી અસાધ્ય અંધપણાને ગુરૂની કરૂણારૂપી અમૃતના તળાવમાં સ્નાન કરવાથી મટાડીને, અમૂલ્ય શબ્દરૂપ રત્નના ભંડારોને દેખાડવાવાળી, આંખની ગોળાકૃતિની જેને ગરજ નથી, પાંપણની જેને પરવા નથી, કીકીનું જેને કામ નથી, સૂર્યની સહાયતાની આશા નહિ રાખનારી, ઘણી રજ, ઘણો તડકો ને ઘણા અંધકારથી પણ જેની જોવાની શક્તિ નાશ પામતી નથી, જેમાં પિયા પેદા થતા નથી, જેમાં અશ્રુ આવતાં નથી અને અમૃતમય તથા આનંદમય જાણે હોય નહિ? એવી, હૃદયમાં રહેવાવાળી અલૌકિક સદ્વિદ્યારૂપી દિવ્યદૃષ્ટિને પામીને, તેણે દેખાડેલા અગણિત સુકવિરૂપી રત્નાકરની અસંખ્ય સારી ઉક્તિરૂપી લ્હેરોથી નીકળેલા નિર્મળ અને કોમળ શબ્દરૂપી રત્નના સમૂહની પ્રાપ્તિથી અતિ આનંદ પામેલા પુરૂષો ચક્રવર્ત્તિ રાજ્યતુલ્ય સુખનો અનુભવ કરે છે. અને તેથી ચઢતીઆબાદીની સિદ્ધિ પણ સિદ્ધજ દેખાય છે. તેના દૃષ્ટાંતરૂપ, અદ્યાપિ સુધી પણ જેઓ-

નાં યશરૂપી શરીર જુનાં થયાં નથી એવા પ્રાચીનકાળના વ્યાસ, વાલ્મીક આદિ મહાન્કવિયો અને અર્વાચિનકાળના સુબંધુ, બાણ, ત્રિવિક્રમ, માઘ, મુરારિ, ભારવિ, ભવભૂતિ, કાલીદાસ, જયદેવ, શ્રિહર્ષ અને રાજ્યશેખર આદિ મહાન્ કવિયો આ જગત્માં જય પામે છે. એવા મહાકવિયોના વચનામૃતરૂપી જીવનૌશધને પામવાથીજ, નળ, રામ, યુધિષ્ટિર, શ્રીકૃષ્ણ, શિબિ, અને હરિશ્ચંદ્ર આદિ અનેક પુણ્યશ્લોક પુરૂષોનાં જરારહિત અને મનોહર યશરૂપી શરીરો લાંબા આયુષ્યવાળાં અને આરોગ્ય થયાં છે. એવા રાજ્ય સંપત્તિને પણ તરખલા જેવી ગણનારા મહાકવિયોની ચઢતીઆબાદી વિષે સર્વજનો જાણીતાજ છે તેથી વિષેશ વિસ્તારની આવશ્યકતા રહેતી નથી. અત્રે શબ્દરત્નની પ્રાપ્તિથકી થતા આનંદના અનુભવવાળા મારા પ્રિયમિત્રો સાક્ષી છે તોપણ કેવળ આ અલંકારિકજ બોલવું છે એમ માનવાવાળા માણસોનો સંદેહ દૂર કરવા માટે થોડુંએક કહું છું.

એવી લોકવાર્ત્તા છે કે, કોઇએક યાત્રાળુ ફરતો ફરતો એક નગરમાં આવ્યો. અને ત્યાં તેણે એક ગૃહસ્થને આંગણે એક સ્થંભ દીઠો. "તેમાં વિદ્યારૂપી ધનવાળા પુરૂષો ધનિક છે. બીજા ધનના ધરનાર પુરૂષો ધનિક નથી. માટે બીજાં લાખો ધનથી પણ વિદ્યાધન પોતાને સ્વાધીન કરો." એવા અર્થની એક આર્યા લખી હતી. આ આર્યા વાંચીને તે યાત્રાળુ ત્યાં વિચાર કરતો ઉભો છે એટલામાં તે ઘરમાંથી એક ઘણોજ વૃદ્ધ પુરૂષ નીકળ્યો. તેને તેણે પુછયું કે, આ સ્તંભને જોવાથી મને ઘણું આશ્ચર્ય લાગે છે, માટે હું તેને અહીં રોપવાનું પ્રયોજન જાણવાને ઘણો ઉત્કંઠિત થયો છું. માટે જો છાનીવાત ન હોય તો તે સંભળાવવાને કૃપા કરશો એવી આશા રાખુંછું. તે વૃદ્ધ બોલ્યો કે, જો તને તેમાં આશ્ચર્ય લાગતું હોય તો કહું છું તે સાંભળ.

"આ નગરીમાં સત્કવિતાના ચમત્કારના ચિંતામણિરૂપ રવિ જેવા સર્વત્ર પ્રખ્યાત ભારવિ નામના કવિ હતા. તે પોતે નિર્ધન છતાં

પણ પૂર્વે પ્રસન્ન કરેલ પાર્વતીપ્રાણનાથના પ્રસાદથી અનુપમ વિદ્યાધનવાળા હતા તથા પોતાની કવિતાના આનંદના સમૂહમાં નિરંતર મગ્ન રહેતા, તેથી રાજ્યસુખને તો તુચ્છ સરખું ગણતા. એક દિવસ દરિદ્રતાના દુઃખથી પીડાઇને તેની સ્ત્રિયે વિનયપૂર્વક કહ્યું કે "પ્રાણનાથ! સંપત્તિ સંપાદન થાય એવો ઉદ્યમ કરો." ત્યારે તેણે પ્રત્યુત્તર દીધો કે, પ્રિયે! સદ્વિદ્યારૂપી સંપત્તિવાળા પુરૂષોને વિપત્તિના ફળનેજ આપનારી અને ચપળ એવી બીજી સંપત્તિનું શું પ્રયોજન છે? તેમ છતાં તું તેવી સંપત્તિને ઇચ્છતી હોય તો લે આ મારૂં એક પદ્યરૂપી રત્ન, અને જા ચૌટામાં. આ રત્ન અમૂલ્ય છે તોપણ દશહજાર રૂપિયા જે આપે તેને આપજે. આવી પોતાના પ્રાણનાથની આજ્ઞાથી તે સ્ત્રી એક લખેલો શ્લોક લેઇને સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી ચૌટામાં બેઠી પણ ત્યાંસુધી તેનો કોઇ ગ્રાહક મળ્યો નહિ. ત્યારપછી તે શ્લોક મેં એક હજાર રૂપૈઆથી રાખ્યો અને તેને ત્રાંબાના પત્રામાં કોરાવીને મારા શયનગૃહમાં સુખશય્યા સામે ચોડી રાખ્યો. કેટલાંક વર્ષ વીત્યા પછી દૈવયોગથી હું દરિદ્રી થયો તેથી મારી ગર્ભવતી સ્ત્રીને ઘેર રાખી તેની સેવામાં મારા પિતાના સમયનાં વિશ્વાસુ વૃદ્ધ માણસોને રાખી મેં જળમાર્ગે અતિ દૂર દેશોમાં પ્રવાસ કર્યો. તે દેશોમાં ભમી ભમીને મારા ભુજપ્રતાપથી ઘણું દ્રવ્ય ભેળું કર્યું અને તેનાં વાહાણ ભરીને પછી સમુદ્ર માર્ગેથીજ પાછો મારા દેશ તરફ આવવા નીકળ્યો. પ્રવાસમાં કેટલાક દિવસો વીત્યા પછી એક દિવસ અર્ધ રાત્રિને સમયે મારા નગરની પાસેનો કાંઠો આવ્યો. તે સમયે મને મારૂં આ નગર છોડ્યે આશરે વીશ વર્ષ વીતી જવાથી મારા ઘરની સ્થિતિ કેવી હશે તે હું જાણતો ન હતો, માટે જેમ કોઇ ન જાણે એમ ઘેર જઈ ઘરની સ્થિતિ જોવાનો મારા મનમાં વિચાર આવવાથી એક તરવાર હાથમાં લેઇ ગુપચુપ મારે પોતાને ઘેર આવ્યો. મેં મારા શયનગૃહમાં જોયું તો મારી સ્ત્રી એક નવયૌવનવાન્ પુરૂષની પાસે સુતેલી દીઠી.

આ પ્રમાણે જોતાંવેત હું અત્યંત ક્રોધાયમાન્ થઇ જવાથી મારા મનમાં તેવા પ્રસંગવડે આવેલા ઘાતકી વિચારને લીધે તે બેય નિરપરાધીનો વધ કરવા ખડ્ગ ખેંચું છું, કે "સહસા કામ કરવું નહિ. કારણ કે અવિવેક છે તે મોટી આપત્તિનું ઘર છે. વિચારીને કરવા વાળા પુરૂષને ગુણમાં લોભવાળી સંપત્તિઓ પોતાની મેળેજ વરે છે." એવા અભિપ્રાયવાળો પેહેલો હજાર રૂપૈયા આપીને લીધેલો શ્લોક જે ત્રાંબાના પત્રાંમાં કોરાવી સામે રાખેલો હતો તે તરત દૃષ્ટિયે પડ્યો. દૃષ્ટિયે પડતાંજ મારાં સારાં ભાગ્યને લીધે મારો ક્રોધ નરમ પડ્યો અને સદ્વિચાર આવ્યો, કે "આ સમયે વગર વિચારે તેઓના અમૂલ્ય આયુષ્યનો નાશ કરવો તે કરતાં સર્વ વાત જાણીને ઘટિત કરવું એ ઉત્તમ પક્ષ છે." તેથી તરવાર મીણમાં નાંખી ત્યાંથી પાછો તરતજ વહાણપર ગયો. પછી પ્રાતઃકાળમાં મારાં સ્નેહી, સંબંધી, બંધુ અને સેવકો, વગેરે મળવા આવ્યાં તેઓના કહેવાથી મેં જાણ્યું કે, 'રાત્રિયે મેં દીઠો હતો તે મારોજ પુત્ર છે, કે જે, જે સમયે હું પ્રવાસ કરવા નીકળ્યો તે સમયે તેની માતાના ઉદરમાં હતો. ગઇ રાત્રિયે નેત્રની પીડાથી થતા પરાભવને લીધે પરવશ થઇ સૂતેલો હતો તે વેળા તેની મા તેનું માથું ચાંપતાં ચાંપતાં નિદ્રા વશ્ય થઇ હતી.' આવું જ્ઞાન થતાંવેંત મને નિશ્ચય થયો કે મારા પુત્ર તથા સ્ત્રીનું રક્ષણ કરનાર એ કેવળ ભારવીનો શ્લોકજ છે. જો તે શ્લોક મને દૃષ્ટિયે ન પડ્યો હોત તો આ બેયનું મારા હાથથી મરણ થાત. આ ઉપરથી, પદ્મ સંખ્યા ધન ખર્ચતાં પણ ગયો પ્રાણ પાછો આવતો નથી, તો તે પ્રાણને બચાવનાર આ અમૂલ્ય શ્લોકના મૂલ્યમાં સૂવર્ણથી ભરેલી આખી પૃથ્વી આપિયે તોપણ ઓછી છે; એવું ધારીને વળી મેં ફરીને પેલા મહાકવિ ભારવીની સ્ત્રીને બોલાવીને તેની પ્રથમ માગેલી કિમ્મત એટલે દશ હજાર રૂપિયા આપી મેં આ સ્મરણસ્થંભ નાખ્યો છે."

આ ઉપરથી પ્રિય મિત્રોએ વિચારવું કે, જે એક ટુંકા વાકયથી

પેલા બેઉ જણાંના પ્રાણ બચ્યા, એવાં અનેક વાક્યરત્નોએ ભરેલા ભંડારોને દેખાડનારી વિદ્યારૂપી દૃષ્ટિને દેનારા સદ્ગુરૂના આપણે નિષ્કપટ મન વચનથી સેવા કર્યાશિવાય કયે પ્રકારે અનૃણી થઇએ? માટે આવા જીવિતપર્યંત ન વીસરે એવો ઉપકાર કરનારા ગુરૂની સેવામાં શિષ્યે અસાવધાન ન રહેતાં, નિરંતર યમ અને નિયમને પાળનાર, ગુરૂને પોતાનું દૈવત માનનાર, મત્સર અને મમતવિનાનો, ગુરૂપ્રત્યે પૂર્ણ પ્રેમ રાખનાર, ધિરજવંત, તત્વ જાણવાની ઇચ્છા રાખનાર, ઈર્ષારહિત, અને અર્થયુક્ત સત્ય તથા પ્રિય બોલનાર, એવું થવું જોઇએ. એવીજ રીતે શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મમાં નિષ્ઠાવાળા, ઇશ્વરને જાણનાર; અને સામ, દામ, દયા, દાક્ષિણ્ય, અને સરલતાદિ સદ્ગુણથી શોભતા ગુરૂએ પોતાનાં સ્ત્રી, મિત્ર, અને પુત્ર કરતાં પણ શિષ્યવિષે અધિક પ્રેમ રાખવો, નિરંતર હિતોપદેશ કરતાં રહેવું, સત્ય અને અસત્ય તથા કૃત્ય અને અકૃત્યનું વિવેચન કરવું, સારે રસ્તે પ્રવર્ત્તાવવા, અને અવળે રસ્તે જતાં રોકવા, એટલોજ સદ્ગુરૂનો શિષ્ય પ્રત્યે ધર્મ છે.

હવે વ્યાવહારિક ત્રણ સેવ્યમાંના ત્રીજા સેવ્ય (આપણના પાળનાર ધણી) ની સેવા કરવાથી કેવી રીતે અભ્યુદય એટલે ચઢતી આબાદી અને નિશ્રેયશ એટલે કલ્યાણ થાય છે તેવિષે હું લખું છું.

દીનબંધુ, દયાસિંધુ, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્, અને વિશ્વંભર, ઇત્યાદિ અનેક ખરા અર્થવાળી ઉપમાથી શોભતા પરમદયાળુ પરમેશ્વરનું મન અને વાણી ન પહોચે એવું દયાળુપણું જુઓ! કે જેણે બ્રાહ્મણથી માંડીને ચંડાળપર્યંત વર્ણ, વય, શક્તિ, શાસ્ત્રસંગ, સ્મૃતિ, ધીરજ, મનનું બળ, દેહનું બળ અને ઇંદ્રિઓનું બળ, એ સઘળાને અનુકૂળજ ધર્મને બાંધીને કલ્યાણની સિદ્ધિ સુલભ કરી છે. જેમકે માંસ વેચવાનો ધંધો કરનારો ધર્મવ્યાધ ઇશ્વરના રચેલ પોતાના ધર્મથી ન ચૂકવાથી કલ્યાણને પામ્યો. પોતાના ધર્મને પાળવામાં તત્પર રહેલી વેશ્યાને પણ સ્વર્ગની પ્રાપ્તિ થયેલ છે. અને ભીલડી માત્ર બોર આપવાના સ્નેહથી કૃતાર્થ થઈ છે. ઇત્યાદિ ઇતિહાસો, દયા-

સમુદ્ર ઈશ્વરના દયાળુપણાના ડંકા હોય એવા સંભળાય છે. તેમજ સર્વ જગતના પિતારૂપ પરમેશ્વરે તીર્થ, તપ, જપ, સ્વાધ્યાય, ઇશ્વરસેવા, શ્રવણ, મનન અને નિદિધ્યાસ, ઇત્યાદિ સર્વ કલ્યાણનાં સાધનોને વિરોધી એવું જીવિતપર્યંત ચાકર લોકોનું પરતંત્રપણું જોઇને તેઓને તેઓના ધણીની સાચે મને સેવા કરવી એજ મુખ્ય ધર્મ છે એવી રીતે આજ્ઞા કરી છે; ને તેથી અનેક પુરૂષો પોતાના પોષક (ધણી)ની સાચે મને સેવા કરવી તેજ સાંધનથી ઉપર લખેલાં તીર્થ, તપ, જપ, આદિ સાધનવાળાઓને પણ દુર્લભ એવી સિદ્ધિને પામ્યા છે. તે અનેક પુરાણ અને ઇતિહાસોમાં સંભળાય છે. જેણે આપણું પોષણ કર્યું છે, ને જે પોષણ કરે છે, તેઓને પિતારૂપે, તેની સ્ત્રિયોને માતારૂપે, તેના પુત્રોને ભાઇરૂપે, અને તેની દીકરીઓને દીકરીરૂપે જોવાં, તેના ગુણ કેહેવામાં વાચાળ થવું, તેની નિંદામાં મુંગા થવું, તેની ખરાબ વાત સાંભળવામાં બેહેરા થવું, તેનાં દ્રવ્યોને દુષ્ટ દ્દષ્ટિથી જોવામાં આંધળા થવું, તેની વસ્તુ લેવામાં પાંગળા થવું, તેના કરેલા ઉપકારોને જીવિતપર્યંત વિસરવા નહિ, તેની સેવામાં મન, વચન ને કર્મથી દ્દઢ સ્નેહ રાખવો, સુશીલ, સત્ય, અને સરળતાથી તેની સાથે વર્તવું તથા તેની સેવામાં ગાફલ ન રહેવું, એ સર્વ સત્સેવકોનો મુખ્ય ધર્મ છે. તેર વરસસુધી તીર્થયાત્રા કરી ચૌદમા વર્ષમાં કયાંય પણ છાનું રહેવાને ઇચ્છતા ધર્મરાજ (યુધિષ્ટિર) ને ધૌમ્યઋષિયે કહ્યું છે, કે હે ધર્મરાજ! સેવકપણું બેડી વિનાનું બંધન છે, એ છતી આંખે આંધ્ળાપો છે, કંઠ અને જીભ છતાં મુંગાપણું છે, કાન આબાદ છતાં બેહેરાપણું છે, અને હાલવા ચાલવાની શકિત છતાં પરાધીનપણું છે. સેવાનો ધર્મ ઘણો કઠણ છે. માટે હે રાજા! જ્યાં કાંઇ પણ સેવાનો ધર્મ સ્વીકારી તમે રહો ત્યાં મન, વચન, અને કર્મથી એકરૂપે રહેજો. મનથી પણ તમારા ધણીને તુચ્છ ગણશો નહિ અને વચનથી તરછોડશો નહિ. સત્ય, શૌચ, સરલતા, સુશીલ, સુજનતા, કૃતજ્ઞપણું, વિનય, કોમળ પ્રિય હિત અને થોડું બોલવાપણું ઇત્યાદિ સેવકના ગુણથી સેવા

કરજો. ઋષિના એ સત્ય ઉપદેશથી યુધિષ્ઠિરઆદિ પાંચે ભાઇઓએ અને તેમની સ્ત્રી દ્રૌપદિયે વૈરાટનગરમાં વિરાટરાજાને ત્યાં શાસ્ત્ર પ્રમાણે સેવકનો ધર્મ પાળ્યો.

સર્વ જગત્‌માં વિખ્યાત યશવાળા રાજા હરિશ્ચંદ્રે પોતાના ગુરૂને પોતાનું સર્વસ્વ આપીને ફરીથી તેને કહેલી દક્ષણા આપવા સારૂ કાશીમાં એક બ્રાહ્મણને ત્યાં પોતાની સ્ત્રીને અને છોકરાને વેચીને, પોતે ચંડાળને ઘેર વેચાઇને, તેથી મળેલું દ્રવ્ય વિશ્વામિત્રને સ્વાધીન કર્યું. પછી પોતે જે ચંડાળને ત્યાં ચાકર રહેલા તે તેના ધણી ચંડાળે કાશીના સ્મશાન (મશાણ)માં આવેલાં મડદાંનાં લુગડાં લેવા અને સ્મશાનનો કર લેવાના કામઉપર હરિશ્ચંદ્રને રાખ્યા. પોતાના ધણીની તેવી પણ આજ્ઞા ઘણા માનથી અંગીકાર કરી, ધણીમાં દૃઢ સ્નેહ રાખી રાત દિવસ નિદ્રા ન કરતાં, વિસામો ન લેતાં, અને આળસરહિત થઈ હરિશ્ચંદ્ર સ્મશાનમાંજ રહ્યા. એક દિવસ અર્ધરાત્રિના સમયે "અરે, હાય હાય! હું નિરાધાર છઉં. છેત્રાણી છઉં. આ અકસ્માત્ શું થયું? હે દુષ્ટ સર્પ, આવા કોમળ અંગવાળા કુમારના જીવને લઇને તુને શું ફળ મળ્યું? અથવા શું અપરાધવિનાના લોકને પણ પીડવું એજ ક્રૂર પ્રાણીનો સ્વભાવ છે? હે સર્પરાજ, હમણાં ક્યાં ગયો? મુને દર્શન દે. અને મને દીન જાણી તરત એવું કર્ય કે જેથી અમારે મા—દીકરાને ઘણો અંતરાય ન પડે. હે કાળ, તું કૃતાર્થ થયો છું. હે સુશીલતા, તારો આધાર ગયો. હે નમ્રતા, તું નિરાધાર થઇ. હે પુત્ર, બોલ. મુને એકલીને છોડીને તું ક્યાં જાય છે? તું ગયા પછી મારો કોણ આધાર? તુંવિના બીજા કોનું સુંદર હસ્તું મુખ જોઇ તારા બાપના વિયોગનું દુખ વિશારીશ? કોણ બિજો દુસ્તર દુખના દરિયામાંથી મને મનોહર વચનવડે બાહાર કાઢશે? બીજા કોને રમતો જોઈ મારાં આ નેત્ર આનંદમાં મગ્ન થશે? હે પુત્ર, ઉઠ, પ્રસન્ન થા. મુને ઉત્તર આપ્ય. હું અનાથ છું. તારોજ મને આધાર છે. માટે દયા કર. તારી માતાને વિષે વાલપ હતી તે આ સમયે ક્યાં ગઇ? તું

કેમ દયા કરતો નથી? અથવા ઘડીક ખમ, હું પણ તારી પછવાડે આવું છું." એવી રીતે અનેક પ્રકારથી વિલાપ કરતી અને મરેલા દીકરાનું શરીર ખોળામાં લઈ બેઠેલી કોઇ સ્ત્રીને દીઠી. તેને જો-ઇને હરિશ્ચંદ્ર રાજાએ કહ્યું, કે, અરે! સાહસ કરવાવાળી ધુતારી, તું કોણ છે? આ અર્ધરાત્રિના સમયે કયાંથી આવી છે? શું મારા ધણીનો કર આપ્યાવિના દીકરાને બાળવા ઇચ્છે છે? પણ આ હું નિદ્રાવિનાનો હાથમાં તરવાર લઇ સ્મશાનનો કર લેવાજ મારા ધણીની આજ્ઞાથી તૈયાર ઉભો છું. માટે પ્રથમ કર આપ્ય અને પછી તારા દીકરાને બાળ. આ વચન સાંભળી તે સ્ત્રી નિશાસો મેલી બોલી, કે મારી પાસે કાંઇ પણ નથી માટે દયા કરી મારા દીકરાને બાળવાની રજા આપો. અરે! સર્વ રાજાઓને નમવા લાયક સત્યરૂપ હરિશ્ચંદ્ર રાજાની સ્ત્રી કયાં! અને આ વિકટ દશા કયાં! કે જે દશામાં હું મારા દીકરાનો સ્મશાનનો કર આપવાને પણ શકિત-વાળી નથી. હા, હરિ! દૈવની ઇચ્છા કાંઇ વિચિત્રજ છે. આ વચન સાંભળતાં રાજા મૂર્છિત થઈ પૃથ્વીપર પડી ગયા. ઘડીવારે સંજ્ઞા પામીને સ્ત્રી સામુ જોતાં ફરી મૂર્છિત થયા. કેટલીકવારે કોઈરીતે ચૈતન્ય આવ્યાથી સત્યના પાળનાર રાજા પોતાના મનમાં દુઃખથી વિલાપ કરવા લાગ્યા કે, હે ગુણરત્નના રોહણગિરિ પુત્ર રાહિત, તું કયાં અંતર ધ્યાન થયો? બિચારી વિલાપ કરતી આ તારી માને દયાવિનાનો થઈ કેમ જોતો નથી? હે પ્રિયપુત્ર, એક-વાર મનોહર આનંદ આપનારી કોમળ વાણીને બોલ. આ તારી માતાનેધન્ય છે. કારણ કે આજસુધી તારા બોલ સાંભળવાના સુખ-નો અનુભવ તેણે કર્યો. પણ મેં તો આગળ સાંભળેલ તારા બોલને સંભારીનેજ આટલા દિવસ કાઢ્યા. ને આ સમયે તું મળ્યો છે તોપણ એક વચન બોલતો નથી. નેત્ર ઉઘાડીને તુંજ જેના જીવનો આધાર છે એવા આ તારા પિતાને સામી દૃષ્ટિ તો કર. અથવા વિચારી-ને તેં આંખ વીચી છે. કેમકે તુંને અને તારી માને વેચતાં પણ જેને દયા ન આવી એવા કૃતઘ્નિયોમાં પ્રથમ ગણવા લાયક મારા

સરખા પિતાનું મુખ જોવું એ તું જેવા જન્મથી પવિત્ર માણસને લાયક નથી. અથવા ઘણો વિલાપ શું કરૂં? થોડા વખતમાંજ આપણે સ્વર્ગમાં ભેળાં થવાનાં છિયે. માટે જે પ્રકૃત વાત છે તેજ હું કરૂં છું. એ રીતે મનમાં કરેલો વિલાપ દૂર કરી ધીરજ લાવી પોતાની સ્ત્રીને પ્રકાશમાં કહ્યું કે, પ્રિયા! તું પોતાના પ્રાણનાથ માની જેનું સ્મરણ કરે છે તેજ વજ્રમય હૃદયનો આ હું હરિશ્ચંદ્ર છું. અરે ઇશ્વર! સર્વ પૃથ્વીનું અધિપતિપણું ક્યાં! અને આ ચંડાળનું ચાકરપણું ક્યાં! હું જેવો દુઃખી કોઇ થયો નથી ને થશે પણ નહિ, ને મારા જેવો દુઃખી જગતમાં કોઇ છે પણ નહિ. પ્રિયા! તું મારા હૃદયથી પ્રિય છે અને આ પુત્ર મારા હૃદયથી પણ અધિક પ્રિય છે. તોપણ મારા ધણીનો કર મેલવા હું ઈચ્છતો નથી. જે પોતાનો દેહ, દીકરો, કે સગાંને માટે પોતાના ધણીનું અહિત કરે છે તે અધમ પેટભરા માણસ કરતાં પોતાના ધણીનો ભક્ત કુતરો હોય તે પણ સારો કેહેવાય છે. માટે તું જા અને તે બ્રાહ્મણ પાસેથી અથવા કોઈ બીજા પાસેથી દ્રવ્ય લાવી મારૂં પોષણ કરનાર ચાંડાળનો કર આપ્ય, કે જેથી મારો ધર્મ સચવાય. એવી પોતાના પતિ હરિશ્ચંદ્રની આજ્ઞા માન્ય કરી તેમની તે સ્ત્રી પાછી કાશી ભણી ચાલી. માર્ગમાં એક મુએલ છોકરૂં દીઠું. તેને પોતે દયાથી ઉપાડી જોવા લાગી એટલામાં "અરે શિપાઇઓ! દોડો, દોડો, પકડો. આ રાજાનાં દીકરાને મારનાર છે" એમ પરસ્પર બોલતા શિપાઇઓએ તેને પકડી. રાજાએ પણ મારા દીકરાને મારનાર આ સ્ત્રી છે એવું ધારી કાળસેન ચંડાળઉપર તેને પ્રાણાન્ત દંડ કરવાનો હુકમ કર્યો અને તે ચંડાળે હરિશ્ચંદ્રઉપર હુકમ કર્યો. અપરાધવિનાની પોતાની સ્ત્રીને જોઈ પોતાના ધણીના હુકમમાં આદર રાખી તેને મારવા હરિશ્ચંદ્રે તરવાર લીધી તે સમયે તે સ્ત્રિયે કહ્યું, કે "પ્રાણનાથ! તમારા હાથથી નાખેલી તરવાર પણ મારા ગળામાં મોતીની માળા જેવી લાગશે. માટે આકૂળ ન થતાં ઘા કરો." રાજાએ કહ્યું, કે જો મેં નિષ્કપટ થઇ મારા ધણીની આજ્ઞા

પાળી છે તો આપણું કલ્યાણજ થવાનું છે. આપણા સર્વનો થોડા કાળમાં ઇન્દ્રના લોકમાં સમાગમ થશે. હવે આ ખડ્ગ આપણા વિયોગને વધારેવાર સહન કરશે નહિ. આટલું બોલ્યા પછી ઘા કરવા માટે તરવાર ઉંચી કરે છે એટલામાં તો બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રે આવી તેનો હાથ ઝાલ્યો. અને "હે રાજા, પ્રાણાન્તને સમયે પણ પોતાના ધર્મથી ચુકયાં નહિ તેથી તમને ધન્ય છે." એવું કહી તેને કેટલાંક વરદાન આપી એના પુત્રને જીવતો કર્યો. (એવી રીતે માર્કંડેય પુરાણમાં મોટું આખ્યાન છે.) પોતાના ધણીની ભક્તિવાળા કરણને પોતાની મા અને ભાઇઓનો ત્યાગ કરવો પડ્યો તોપણ તેણે પોતાના ધણીનો ત્યાગ નથી કર્યો.* જીવિતપર્યંત પરાધીન ને સર્વ કલ્યાણના સાધનમાં અશક્ત એવા સેવકજનનું કલ્યાણ શી રીતે થાય? એવી રીતે યુધિષ્ઠરના પુછવાથી ભિષ્મે કહ્યું છે, કે હે રાજા! પોતાના ધણીનું જે અન્ન ખાધું હોય તે અન્ન સાર્થક કરવું તેજ અનુચરને કલ્યાણનું સાધન છે. આ વાત ઉપર એ દૃષ્ટાંત છે કે, સુકાએલ પાનવિનાના એક વડના ઠુંઠાઉપર બેઠેલા પોપટને ફળ ને ફુલથી નમેલાં રાંણ, ફનશ, નારંગી, જામ્બુ, કદમ, કેળ, દાડમ અને દ્રાક્ષના વેલાઓથી યુક્ત, ઘાટી છાયાવાળી, અને મોર, પોપટ, કોયલઆદિ પક્ષિઓ જેમાં બોલે છે એવી વનની પંક્તિઓને ઇંદ્રે પોતાની પાસે દેખાડી, તોપણ પોતાના કુળનું પોષણ કરનારા વડના ઝાડની આપત્તિની દશાથી ખેદ પામવાથી જીવિતપર્યંત વડના દુઃખ ને સુખમાં સરખો ભાગ લેવાની ઇચ્છાથી સ્વપ્નમાં પણ તેનો ત્યાગ ન કરવાના હેતુથી તેણે તે વનની પંક્તિયોને નજરથી પણ જોઇ નહિ. ત્યારે તેના સાચા અંતઃકરણની પરિક્ષા જોવા સારૂ ઇંદ્રે કહ્યું કે, હે ધીર પોપટ! આ તારા અમૂલ્ય નિમકહલાલીપણાથી અને પોતાના પોષકમાં સ્વાભાવિક પ્રેમથી હું પ્રસન્ન થઇ તને સ્વર્ગના નંદનવનમાં લઇ જાઉં છું. ત્યારે પોપટે ઉત્તર આપ્યો કે, અરે ઇંદ્ર! જેણે મારા આખા કુલનુ પોષણ કર્યું,

---

* આ વાત ભારતના ઉદ્યોગપર્વમાં છે.

જેના આધારથી મારા અનેક પૂર્વજો અગણિત આનંદને પામ્યા, અને જેમાં રહીને મેં અસંખ્ય સુખ ભોગવ્યાં; તે આ વડ દૈવજોગથી આવી દશાને પામ્યો તે સમયે કેવળ પેટ ભરવા સારૂ હું બીજા ઝાડનો આશ્રય કરૂં, ત્યારે કૃતઘ્નીઓમાં મુખ્ય અને પેટભરામાં પેહેલો હું શિવાય બીજો કોણ કહેવાય? માટે આવી દશાવાળા આ વડને છોડીને આ સામે ફળથી લચી રહેલાં આંબાનાં ઝાડવાંઓ, આ સુગંધી ફુલવાળી લતાઓ, અને પ્રાણથી અધિક પ્રિય તથા મધુર બોલનારાં આ મારાં સુંદર બચ્ચાંઓ, અરે! એતો શું પણ તારૂં નંદન વન પણ મને ખુશકારક નથી. જો તને મારેવિષે દયા આવતી હોય તો આ વડના ઝાડને નવપલ્લવ કરવાને તું અસમર્થ નથી. આવાં એનાં વચન સાંભળીને ઇંદ્રે તે વડને નવપલ્લવ કરીને તેને સ્વર્ગમાં લઇ ગયો.*

દમયંતીના ફરીથી થતા સ્વયંવરમાં જનારા ઋતુપર્ણ રાજાને પોતાનો સ્વામી જાણી દ્વેષ ન કરતાં એક રાત્રીની અંદરમાં નળરાજાએ પોતાની અલૌકિક અશ્વવિદ્યાથી મદદ કરી વિદર્ભદેશમાં પહોચાડ્યો છે.

એમ અલૌકિક દૃષ્ટિથી અનેક ઇતિહાસોને જોઇને મારા પ્રિય મિત્રોએ વિચારવું જોઇએ કે, જેઓ આખી પૃથ્વિના ભોગવનાર નળરાજા જેવા રાજાઓ થઇ ગયા, તેઓએ પણ પ્રાણથી પ્રિય પોતાના સ્ત્રી, પુત્ર, અને મિત્ર આદિ સ્નેહીવર્ગોને છોડીને પરતંત્ર રહેવાથી થતી લાજની પરવા ન કરી ને, હલકાઇના ભયને ન ગણીને, અને કુળના અભિમાનને દૂર કરીને નિષ્કપટ મન વચનથી પોતાના પોષણકર્ત્તાની સેવા કરી છે, પોતાનાં પુત્ર પછવાડે મરવાની ઇચ્છા કરનાર હરિશ્ચંદ્ર રાજાએ મરવાની સમયે પણ મારી સ્ત્રી, સ્ત્રીસ્વભાવથી ચપળતાને લીધે સેવકના ધર્મથી ચુકે નહિ તો સારૂ એમ વિચારી પોતાની સ્ત્રી પ્રત્યે કહ્યું કે, હે પ્રિયે! હું રાજાની સ્ત્રી છું એવા અભિમાનથી જે બ્રાહ્મણ તારૂં પોષણ કરનારછે તેનું કદિ અપમાન કરીશ માં.

* આ વાત ભારતના શાંતિપર્વમાં છે.

કારણ કે સેવકોએ સર્વ યત્નોથી પોતાના સ્વામીને દેવતાની પેઠે સેવવો એવો યોગ્ય સેવકોનો ધર્મ છે.' આવાં ધર્મનાં વાક્યોથી અને સત્ય પાળવાથી પ્રસન્ન થઇને ઇંદ્રે "તું તારા ચરિત્રથી મેળવેલાં સ્વર્ગનાં સુખને ભોગવ." એમ કહ્યું ત્યારે તેના ઉત્તરમાં એવું કહ્યું કે, 'દેવરાજ! હું મારા પોષણ કરનાર ચંડાળ સ્વામીની આજ્ઞા-વિના સ્વર્ગમાં નહિ આવું.' આવી રીતે સ્વર્ગે જવાના આનંદને નહિ ઇચ્છનારા હરિશ્ચંદ્રરાજાએ શું શું સારા સેવકનું કૃત્ય નથી કરી જણાવ્યું? પોતાના પોષકસેવ્યની સેવા કર્યાશિવાય જો સેવકોને નિશ્ચય યશની સિદ્ધિયો થતી હોત તો આ કમળ જેવાં કોમળ અંગવાળા વસુંધરાના વિલાસી હરિશ્ચંદ્ર આદિ રાજાઓ મન-વચનથી ન વર્ણવી શકાય એવાં કષ્ટોનો અનુભવ કરીને નિષ્કપટ મનથી પોતાના પોષણકરનારા સેવ્યોની સેવા શું કરવાને કરત? નજ કરત. તે માટે આપણે પોતપોતાના ધણીનેવિષે આપત્તિમાં પણ પ્રતિ-દિવસ વધતો અને સાચો પ્રેમ રાખવો, એક મન વચન કર્મથી નિમકહલાલ થઇ, સત્ય, સરલતા, સુશીલ, અને પવિત્રાઇ, આદિ સદ્ગુણોથી વર્ત્તવું, અને સ્વપ્નમાં પણ પોતાના ધણીને ત્યાગ કરવાનો વિચાર ન કરવો; એ સર્વે સારા સેવકોનો ધર્મ છે. મહા-કવિયોના શિરોમણિ બાણભટ્ટના પુત્ર પોતાની રચેલી ઉત્તર કાદં-બરી નામની કથામાં એ ધર્મવિષે નીચે પ્રમાણે લખે છે:—

"જેઓ સંપત્તિ કરતાં વિપત્તિમાં પોતાના ધણીને વધારે સેવે છે, જેઓને ધણી જેમ જેમ ઉંચે દરજ્જે ચડાવે છે તેમ તેમ નમતા જાય છે, જેઓ ધણી બોલાવે તે સમયે સામો કઠોર શબ્દ કહેતા નથી, જેઓ પોતાનો ધણી વખાણ કરે તોપણ અહંકાર ધરતા નથી, જેઓ ધણી વઢે તોપણ તેનો અપરાધ ગણતા નથી, જેઓ ધણીને સામો અવળો જવાબ દેતા નથી, જેઓ ધણી પૂછે તો પ્રિય અને હિત હોય તે બતાવે છે, જેઓ ધણીની આજ્ઞાની વાટ ન જોતાં તેનું પ્રિય કામ કરીને બોલતા નથી, જેઓ પરાક્રમ કરીને બડબડતા નથી, જેઓ ધણી તરફથી પોતાનું વખાણ થતું

સાંભળીને શરમાય છે, જેઓ લડાઇની વખતે તો ધ્વજાની પેઠે આગળ દેખાય છે અને ધણીની તરફથી પારિતોષિક (બક્ષીસ) મળતી વખતે તો ભાગીને પછવાડે છપાય છે, જેઓ પોતાના જીવિત કરતાં ધણીની પેહેલાં મરવું વધારે ઇચ્છે છે, જેઓ પોતાના ઘર કરતાં પણ ધણીની સેવામાં રેહેવામાં વિશેષ સુખ માને છે, જેઓ ધણીની ચરણપરિચર્યા (સેવા કરવા)માં તૃષ્ણાવાળા છે, જેઓ ધણીને રાજી કરવામાંજ અસંતોષી છે, જેઓને ધણીનું મુખ જોવાનુંજ વ્યસન છે, જેઓ ધણીના ગુણનું વર્ણન કરવામાં વાચાળ છે, જેઓ નિરંતર ધણીની સેવાના લાભમાં લોભવાળા છે, જેઓ પોતાનો આત્મા વિદ્યમાન છતાં પણ ઇંદ્રિયોની વૃત્તિને પોતાના ધણીનેજ સ્વાધીન રાખે છે, જેઓ દેખતાં છતાં જાણે અંધ હોયની, સાંભળતાં છતાં જાણે બેહેરા હોયની, વાણીમાં ચતુર છતાં જાણે મુંગા હોયની, જાણતાં છતાં જાણે જડ હોયની, હાથપગ આબાદ છતાં જાણે ઠુંઠા અને પાંગળા હોયની, અને જાણે શક્તિરહિત હોયની, એમ કાંઇ પણ કર્યાશિવાય પોતાના ધણીના મનરૂપ અરીસાના પ્રતિબિમ્બની પેઠે વર્ત્તે છે, તેઓજ ખરા ચાકર."

ચાકરના ધર્મને માટે એટલું ઘણું છે.

તેમજ જેઓ પોતાના છોકરાથી ચાકરોને અધિક પ્રિય રાખે છે, જેઓ દેવતાઓના જેવું સુખ પામે તોપણ પોતાના આપત્તિના કાળના સેવકોનો ત્યાગ કરતા નથી, જેઓ માત્ર સ્વાભાવિક કોઇ પ્રકારનાં ધણીપણાને લાયક લક્ષણોથીજ અધિક જણાય છે પણ ખાવું, પીવું અને પેહેરવું એમાં તો ચાકરોને પોતાના સરખાજ રાખે છે; જેઓ પોતાના દીકરાવિષે જેમ પ્રસન્ન રહે, ભાઇવિષે જેમ સ્નેહ રાખે, મિત્રોસાથે મળી જેમ વિચાર કરે, અને અપરાધનીવેળાએ પોતાના બાલકનેવિષે જેમ વહાલપ વેગળી કરે નહિ, તેમજ ચાકરોનેવિષે વર્ત્તે, તેઓજ ખરા ભર્ત્તા એટલે પાળનારા સમજવા.

સ્વર્ગમાં લઇ જવાને ઇંદ્ર હરિશ્ચંદ્રને પ્રાર્થના કરી ત્યારે કહ્યું કે,

'હે દેવેંદ્ર! મારા શોકથી મગ્ન થયેલી કોશલદેશની પ્રજા દુઃખી છે તેનો ત્યાગ કરી હું સ્વર્ગમાં કેમ આવું? બ્રહ્મહત્યા, ગોહત્યા અને સ્ત્રીહત્યા આદિ પાપછે, તે પાપની સાથે સારા સેવકનો ત્યાગ કરવાનું પાપ પણ સરખુંજ છે. જે પોતાની સારી રીતે સેવા કરે છે, પ્રીતિવાન્ છે અને દુષ્ટ નથી, એવા ચાકરનો ત્યાગ કરનારા આ લોક અને પરલોકમાં સુખી થતા નથી. માટે હે ઇંદ્ર! તમે સ્વર્ગમાં જાઓ. હું તમારી સાથે સ્વર્ગમાં આવીશ નહિ. જો તે મારા દેશની સર્વે પ્રજા સ્વર્ગમાં આવશે તો હું સ્વર્ગમાં આવીશ અને તેઓ નરકમાં જશે તો હુંપણ તેની સાથે નરકમાં જવા ખુશીછું.' આવા બોલથી ઇંદ્રની રજાથી પોતાની સર્વ પ્રજાસહિત સ્વર્ગમાં જતા હરિશ્ચંદ્ર રાજાએ ભર્ત્તા એટલે ધણીયે ચાકરોસાથે શી રીતે વર્ત્તવું તે પૂરી રીતે જણાવ્યું છે.

પાંડવોએ જે સમયે હિમાલયને માર્ગે પ્રવાસ કર્યો અને દ્રૌપદી, સહદેવ, નકુલ, અર્જુન અને ભીમસેન, એ સર્વ હિમાલયમાં ગળી ગયા તથા માત્ર એક કુતરાની સાથે યુધિષ્ટિર હિમાલય ઉતરી ગયા, તે સમયે ઇંદ્રે આવી યુધિષ્ઠિરને કહ્યું કે, 'યુધિષ્ઠિર! સદેહે (આને આજ શરીરે) તમે સ્વર્ગમાં આવો.' ત્યારે યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો કે, 'જે સુખને સમયે આપત્તિના સેવકોનો ત્યાગ કરે છે તેને ધિઃકાર છે. માટે આ કુતરૂં આપત્તિની વેળાએ મારી સાથે રહ્યું છે તેને સ્વર્ગમાં જતી વેળાએ કેમ છોડીદઉં? અને એને છોડી દઉં, તો હું માં ધર્મ શું રહ્યો? અને ધર્મવિના સ્વર્ગમાં કેમ અવાય? એ વાત તો દૂર રહી. પણ તમે મને એવી શિક્ષા કરોછો કે, 'કુતરાને છોડીદ્યો' પરંતુ તે શિક્ષા તમને પણ સ્વર્ગથી ભ્રષ્ટ કરનારી છે.' આવી રીતે પોતાની સાથે આવેલાં કુતરાંમાટે પણ મમત્વ રાખનાર અજાતશત્રુ યુધિષ્ઠિરે પણ પોતાના સેવકોવિષે • ધણીઓએ કેમ વર્ત્તવું જોઇએ તે પ્રસિદ્ધ રીતે વર્ત્તી દેખાડ્યું છે.

વિદેહદેશના રાજા પોતાનાં અસંખ્ય પુણ્યના પ્રતાપથી સ્વર્ગમાં જતી વખતે પોતાની ઇચ્છાથીજ પ્રથમ નરક જોવા ગયા. અને જે

વખતે નરક જોઇને સ્વર્ગમાં જવા પાછા ફર્યા તે વખતે સર્વે નારકીજીવોએ એવી પ્રાર્થના કરી, કે 'હે પુણ્યપવિત્ર રાજા! તમે અહીં ક્ષણવાર ઉભા રહો. તમારા શરીરના વાયુથી નરકની ઉગ્ર પીડા અમને કાંઇ પણ જણાતી નથી,' આ પ્રમાણે તેઓનો પોકાર સાંભળી રાજાએ પોતાને તેડવા આવેલા ઇંદ્રના દૂતને કહ્યું, કે 'હે ઇંદ્રના દૂત! પીડાતાં જંતુઓને તે પીડામાંથી છોડાવતાં જે સુખ પ્રાપ્ત થાય છે તે સુખ બ્રહ્મલોકમાં કે સ્વર્ગમાં પણ મળતું નથી. માટે જો મારા અહીં ઉભવાથી આ દીન નારકીલોકોને સુખ થાય છે તો હું અહીંજ થાંભલાની પેઠે ઉભો રેહેવામાં રાજી છું. જો એક હું પીડાતાં આ ઘણા જીવો સુખી થાય છે, તો હું જાણું છું કે મને સ્વર્ગનું સુખ મળ્યું છે. માટે હું અહીં રહ્યો છું. તું સુખેથી સ્વર્ગમાં જા.' રાજાના આવા હુકમથી તે દૂત સ્વર્ગમાં ગયો. ને ઇંદ્રની પાસે રાજાની સર્વ હકિકત કહી. એ સાંભળી ઇંદ્ર અને ધર્મરાજ એ બેય જણાએ રાજા પાસે આવી કહ્યું, કે 'હે પુણ્યશાલિ રાજા! તમે આ સ્થાનકને જોવાને પણ યોગ્ય નથી, માટે તરત સ્વર્ગમાં આવો. અને એ નારકીલોકો પોતપોતાના કરેલાં કર્મો ભોગવે છે તેવિષે ખેદ ન લાવો.' આ પ્રમાણે ઇંદ્ર અને ધર્મરાજનું બોલવું સાંભળી રાજા બોલ્યા, કે 'હે ઇંદ્ર અને ધર્મરાજ! જો મારો સંગ કરવાથી લોકો ઉત્તમ પદ નહિ પામે તો મારો સંગ કરવાની અપેક્ષા (ઇચ્છા) કોણ રાખશે! માટે જે કાંઇ મારૂં પુણ્ય હોય, અને જે પુણ્યથી હું સ્વર્ગનો અતિથી (પરોણો) થવા લાયક હોઉં, તેજ મારા પુણ્યથી આ સર્વ નારકીલોકો નરકની પીડાથી મુકાઇ જાય. એવી મારી પ્રાર્થના છે.' એમ કહી ક્ષણમાત્ર પરિચયવાળા નરકના જીવોને પણ નરકથી છુટા કરી સ્વર્ગમાં જનારા વિપશ્ચિત નામના રાજાએ પણ સ્વામીનો સેવકપ્રત્યે કેવો ધર્મ છે? ને પોતાના આચરણવડે દેખાડી આપ્યું છે. માટે સર્વ સારા સ્વામિયોએ પોતપોતાના સેવકોવિષે સ્નેહ, સરલતા, અને દયાથી ભરપૂર રેહેવું. એજ સારા સ્વામિયોનો ધર્મ છે.

## પુષ્પાંજલિ.

આર્યસભ્યો, સ્નેહી ગૃહસ્થો, અને પ્રિયમિત્રો! ઉપર લખવા પ્રમાણે ત્રણ પ્રકારના સેવ્ય અને ત્રણ પ્રકારના સેવકવિષે આ માણસે પોતાની શક્તિપ્રમાણે આપની સેવામાં નિવેદન કર્યું. પણ પ્રમાદ એ મનુષ્યનો સાધારણ ધર્મ છે. ને તે ઘણુંકરીને એક ઇશ્વરવિના સર્વ લોકોના કાર્યોમાં આવે છે. તેમાં પણ ઇશ્વરકૃપાથી પ્રૌઢબુદ્ધિવાળા માણસોને તો ક્યારેકજ પ્રમાદ થાય છે: પણ મારા જેવા મંદ બુદ્ધિવાળા માણસને તો ક્ષણેક્ષણે પ્રમાદો આવ્યા કરે છે. આ નિયમપ્રમાણે ચાલતાં ભાષણમાં પણ મારી મોટી ભૂલ થઇ છે, કે જગત્માં ચાર પ્રકારના સેવ્ય અને ચાર પ્રકારના સેવક છે એમ બોલવાને બદલે, ત્રણ પ્રકારના સેવ્ય અને ત્રણ પ્રકારના સેવક છે એમ હું બોલ્યોછું. એટલુંજ નહિ પણ જે પ્રકારના સેવ્યસેવકને પ્રથમ ગણવા ઘટતા હતા તે પ્રકારના સેવ્યસેવકનું નામપણ આ સમય સુધી મારી જીભમાં આવ્યું નથી. એ શું નાની ચૂક છે? પણ પ્રથમ પરમ દયાળુ પરમેશ્વરનો અને પછીથી મારા પવિત્ર મિત્રોનો આ સમયે મારે અપાર ઉપકાર માનવો જોઇએ, કે જેઓની પ્રેરણાથી મારો પ્રમાદ (ચૂક) મારા જાણવામાં આવ્યો છે. હજી ભાષણનાં સમાપ્તિસૂચક વાક્યો મારાથી બોલાયાં નથી, હજી પોતપોતાના સંમતો સુજ્ઞ સભ્યોએ જણાવ્યા નથી, અને હજી સભા વિસર્જન થવાનો સમય થઈ ગયો એમ જાણી કોઇપણ સભ્યની મનોવૃત્તિ ચલિત થઇ નથી, એટલામાં આપનો અમૂલ્ય અવસર રોકી હું મારી ભુલ સુધારવા આપની આજ્ઞા લઉછું.

આપણા આર્યલોકોની પ્રત્યેક પૂજાની પદ્ધતિયો જોશો તો તેની પૂજાની સમાપ્તિમાં પુષ્પાંજલિ કરવામાં આવે છે એમ જણાશે. ઇશ્વરપૂજા અનેક પ્રકારની હોય છે. જે કાંઈ પણ લોકોપયોગી કામ કરવામાં આવે છે તેપણ એક પ્રકારની ઇશ્વરપૂજાજ છે. ત્યારે ઉપર થયેલાં નીરસપણ ભાષણવડે મારા તરફથી યથામતિ જે કાંઈ ઇશ્વરપૂજા બની છે તેની પુષ્પાંજલિરૂપ, મારી ભૂલથી પાછળ રહી

ગયેલું આ સેવ્યસેવક વિષયનું ભાષણ થશે એમ હું ગણુંછું. અથવા આ ભાષણરૂપ ધર્મ પ્રાસાદના શિખરરૂપ થાશે એમ માનુંછું. અને એમ થવાથી મારીજ ચૂક જે મારા મનમાં અસંતોષ ઉત્પન્ન કરતી હતી, તેજ હવે સંતોષકારક થાય છે. માટે પરમદયાળુ પરમેશ્વર અને આ પવિત્ર સભા આ સમયસુધી મારી શક્તિપ્રમાણે થયેલી સેવાના અંગરૂપ નીચેની પુષ્પાંજલિને અંગીકાર કરશે એવી આશા રાખુંછું.

આર્યસભ્યો ! ત્રણ લોક અથવા ચૌદ ભુવન દંપતીનાં (સ્ત્રીપુરૂષનાં) જોડલાંથી ભરપૂર છે. આ સૃષ્ટિના આરંભમાં જગત્કર્ત્તાએ સ્વાયંભૂમનુ અને શતરૂપારૂપ એક દંપતીનું જોડલું કરી તેને પરસ્પર કેવી રીતે વર્ત્તવું તે ધર્મ વતાવેલ હતો. અને ત્યારપછી મનુએ પોતાની સર્વ પ્રજાને દાંપત્યધર્મનો ઉપદેશ કર્યો હતો, એ કોઇનું અજાણ્યું નથી. ત્યારે જગત્માં પ્રત્યેક સ્ત્રીઓને પોતપોતાનો પતિ પરમેશ્વર તુલ્ય સેવ્ય છે અને સ્ત્રી તેની સેવક છે. અનેક ધર્મશાસ્ત્રો, પુરાણો અને ઇતિહાસોથી સિદ્ધ થાય છે, કે સ્ત્રિયોને પોતાના પ્રાણનાથજ પરમેશ્વર છે, સ્ત્રિયોને પોતાનો પ્રાણનાથજ દૈવત છે અને સ્ત્રિયોને પોતાનો પ્રાણનાથજ સંસારનું સર્વસ્વ છે. સ્ત્રિયોને પોતાના પ્રાણનાથની ભક્તિવિના નથી જપ કરવો ઘટિત કે નથી તપ કરવું ઘટિત. નથી દાન કરવું ઉચિત કે નથી વ્રત કરવું ઉચિત. નથી દેવદર્શન કરવાં યોગ્ય કે નથી તીર્થ કરવાં યોગ્ય. નથી શ્રવણ કરવું લાયક કે નથી મનન કરવું લાયક. નથી નિદધ્યાસ શોભતો કે નથી ઇશ્વરાર્ચન શોભતું. સ્ત્રિયો ગમે તેટલાં તપ કરે, ગમે તેટલા જપ કરે, ગમે તેટલાં તીર્થોમાં આથડે, ગમે તેટલાં દાન કરે, ગમે તેટલી દયા કરે, ગમે તેટલાં વ્રતો કરે અને ગમે તેટલાં શાસ્ત્રો સાંભળે, પણ પોતાના પ્રાણનાથમાં નિષ્કપટ મન વચન કર્મથી પ્રેમ બાંધ્યાવિના, તેની પૂર્ણ ભક્તિથી સેવા કર્યાવિના, અને સર્વ પ્રકારે તેના મનને સંપૂર્ણ સંતોષ કરાવ્યાવિના, લાખો બલકે ક્રોડો વર્ષે પણ શું પરમકલ્યાણનું પાત્ર થાય છે, શું સ્વર્ગસુખને લાયક

થાય છે, કે શું અપવર્ગપાત્રના[1] વર્ગમાં ગણાય છે? અથવા તે આમુષ્મિક સિદ્ધિની વાત તો દૂર રહી પણ શું ઐહિક એટલે વર્ત્તમાનકાળના પણ કોઇ પ્રકારના સુખના લાભને લાયક થાય છે? કદિ નહિ. આ સંસારમાં અનેક પતિવ્રતા સ્ત્રિયો પોતાના પ્રાણનાથની પરમેશ્વરતુલ્ય પૂજા કરી નિઃશ્રેયસ અભ્યુદયની સિદ્ધિને પ્રાપ્ત થયેલ છે, તે કોઇનું અજાણ્યું નથી તોપણ કેટલાંક ઉદાહરણો આપની હજુરમાં હાજર કરૂં છું.

સતીશિરોમણિ અનસૂયાયે પોતાના પ્રાણનાથની સેવારૂપ સનાતન ધર્મથી ન ચૂકવાનેજ સો સો વર્ષસુધી અનાવૃષ્ટિનાં અસહ્ય દુઃખ સહન કરેલ છે. મહાસતી અરૂંધતિયે તેજ ધર્મ જાળવવા પોતાના સો સો પુત્રનો નાશ થવા છતાં ધીરજ ધરી પોતાના પતિને ધીરજ આપેલ છે. પરમપવિત્ર લોપામુદ્રાએ તેજ ધર્મ નિષ્પ્રમાદપણે સેવી અદ્ભુત કીર્તિ મેળવી છે. સૌભાગ્યના ભૂષણને ઇચ્છનારાં ભૂપતિનાં પુત્રી ભોગવતીએ ભારે ભયંકર નાગરૂપ પતિની પણ પરમેશ્વર બુદ્ધિથી પ્રેમપૂર્વક પૂજા કરીને એજ ધર્મની ખુબી દેખાડી છે. નીતિના નિવાસરૂપ નર્મદાએ ગલત્કુષ્ટી, ક્રોધી, ક્રૂર અને કપટી કૌશિક નામના પોતાના પ્રાણનાથને માથાઉપર ઉપાડી પ્રત્યેક પુણ્યતીર્થમાં ફરીને એજ ધર્મને પલ્લવિત કર્યો છે. મહાપ્રતાપવાળાં મદાલસાએ પોતાના પ્રાણનાથ કુવલયાશ્વનું દંભીદાનવથી ખોટું અહિત સાંભળી પોતાના પ્રાણ પરહરીને તેજ ધર્મની દઢતા કરી છે. જગજ્જનની સતીએ પોતાના પિતા દક્ષ પ્રજાપતિના મુખથી પોતાના પ્રાણનાથ સદાશિવની નિંદા સાંભળતાંજ પોતાના પ્રિયપ્રાણોને પરલોકના પ્રવાસી કરી તેજ ધર્મની મહત્તા બતાવ્યામાં બાકી રાખી નથી. એટલું નહિ પણ ફરીથી હિમાચલને ઘેર જન્મ લઇ જન્માંતરમાં પણ તેજ પ્રાણનાથની પ્રાપ્તિ માટે બાર બાર વર્ષસુધી દુષ્કર તપ કરી છેવટ તપનું ફળ પ્રાપ્ત ન થતાં ચિતા ખડકીને તેમાં પોતાના કોમળ શરીરની આહુતિ આપવાની તૈયારી કરવાથી પણ ઉપરના ધર્મની

---

૧ મોક્ષનાં પાત્રના.

ચમત્કારી લોકોના ચિત્તમાં ચિતરી છે. પવિત્રસતી સાવિત્રીએ યમરાજના દુર્ભેદ પાશના બંધનથી પોતાના પ્રાણનાથ સત્યવાનને છોડાવી તેજ ધર્મની અભ્યુદયનિઃશ્રેયસસંપાદકતા (ચડતી આબાદી અને કલ્યાણ કરવાપણું) પ્રસિદ્ધ કરેલ છે. સતીજનશિરોરત્ન સતી સીતાજીએ રાજ્યસુખને ત્યાગ કરી બાર વરસની બાલ્યાવસ્થામાં રઘુકુળતિલક રામચંદ્રજીની સાથે ચૌદ વર્ષસુધી વનવાસના દુઃખનો ભાગ લઈ ઉપરનાજ ધર્મની સર્વોત્તમ મહત્તા દર્શાવી છે. સદ્ગુણી દમયંતીએ પોતાના પ્રાણનાથ પુણ્યશ્લોક નળરાજા સાથે, રાજ્યસુખ અને પ્રાણતુલ્ય પોતાનાં બાળકોને પણ મેલી દઇ વનવાસના દુઃખનો ભાગ લીધો. એટલુંજ નહિ પણ કલિના આવેશથી અર્ધ રાત્રીને અવસરે નળરાજા પોતાને ભરનિદ્રામાં ભયંકર વનમાં એકલી મેલી ક્યાંઇ જતા રહ્યા, તેમ છતાં તેનીઉપર ઈર્ષ્યા કે દ્વેષનો લેશ પણ ન લાવતાં પોતાના પિતાને ઘેર જઈ, હજારો પ્રયત્ન કરી રાજા નળને તેડાવી, તેણે ત્યાગ કરવાથી પોતાની ઉપર પડેલાં દુઃખોને નહિ સંભારતાં નળરાયમાં નિઃસીમ પ્રેમ રાખી શું ઉપરના ધર્મની ઓછી પુષ્ટિ કરી છે? રાજ્યપુત્રી રૂક્મિણીજીએ પોતાના વિવાહના વખતે પોતાના પ્રાણનાથ શ્રીકૃષ્ણને આવતાં વિલંબ થવાથી તે સમયે પોતાના પ્રાણનો નાશ કરવાની તૈયારી કરીને તથા પોતાના સોદરભાઇ રૂકમીનો વધ કર્યો તોપણ તેવિષે દ્વેષ કે ઔદાસ્ય ન લાવતાં ઉલટી બલભદ્રવિષે યાવજ્જીવિત પ્રતિદિવસ વધતી માન્યબુદ્ધિ રાખીને તેજ ધર્મને ટેકો આપેલ છે. પાતિવ્રત્યપ્રવીણ દ્રૌપદીએ પણ પોતાના પ્રાણનાથનાં રમેલ જુગટાંથી પોતાનાં વસ્ત્ર ખેંચાવા સુધ્ધાંની અવસ્થા આવ્યા છતાં પોતાના પતિમાં અભાવ ન લાવતાં તેની સાથે તેર વર્ષસુધી વનવાસનાં દુઃખોનો ભાગ લઇ તથા ચૌદમા વર્ષમાં વિરાટના શેહેરમાં પણ અનેક દુઃખ ભોગવી તેજ ધર્મની ધુરંધરતા સિદ્ધ કરી આપી છે. ઉપરના ઇતિહાસો કોઈના અજાણ્યા નથી. તે સર્વ ઇતિહાસોથી એજ સિદ્ધ થાય છે, કે સ્ત્રીને પોતાનો પ્રાણનાથ સેવ્ય છે અને સ્ત્રી સેવક છે.

મિત્રો! ઉપર લખેલી અનસૂયા, અરૂંધતી, લોપામુદ્રા, ભોગવતી, મદાલસા, સતી, સીતા. દમયંતી, રૂક્મિણી અને દ્રૌપદી આદિ પવિત્ર ચરિત્રવાળી મહાસતિયોના પ્રાણનાથ અત્રિ, વસિષ્ઠ, અગસ્ત્ય, નાગરાજ, ઋતધ્વજ, સદાશિવ, રામચંદ્ર, નળરાજા, શ્રીકૃષ્ણ, અને પાંડવો, એ સર્વેપણ પવિત્ર ચરિત્રવાળા કેટલાક તો ઇશ્વરજ અને કેટલાક ઇશ્વરાંશ હતા. અને તેની તેવા પ્રકારની ભક્તિથી તે પતિવ્રતા સ્ત્રિયોને ચડતી આબાદી અને પરમ કલ્યાણની પ્રાપ્તિ થયેલી છે. ને તે થાય તેમાં નવાઈ નહિ; પણ પાપી પામર નરવિષે ઇશ્વરબુદ્ધિ કેમ થાય? અથવા કદિ કોઇ વિરલ કુલીન સ્ત્રી તેવા પતિવિષેપણ પરમેશ્વરબુદ્ધિ બાંધે, પણ તેમાં પોતાની સ્ત્રીનું કલ્યાણ કરવાની શક્તિ શું છે? એવી કદિ આપના મનમાં શંકા આવતી હોય તો પહેલું ઉદાહરણ એ છે કે ઉપર લખેલી નર્મદાનો પતિ કોઇ દેવ કે દેવાંશ ન હતો. તેના જે દુર્ગુણો, તેનાં જે દુષ્કૃત્યો અને તેના જે દુર્વિચારો, તેઓનું તેજ પાત્ર હતો, તેમ છતાં તેની સેવા કરવાથી નર્મદાને જે સિદ્ધિની પ્રાપ્તિ થઇ તે કોઇની અજાણી નથી. કે જેણે કેટલોક વખત સૂર્યોદય થવો પણ બંધ કર્યો હતો. એટલુંજ નહિ પણ પોતાના પ્રાણનાથને માંડવ્ય ઋષિના શાપના તાપથી મુક્ત કરી સતી અનસૂયાના પ્રસાદથી નીરોગી અને દિવ્યસ્વરૂપ કરી આ લોકમાં અલૌકિક સુખપરંપરાને ભોગવી પરલોકનાં પણ નિરૂપમ-તિમ સુખનું પાત્ર થઇ એ શું સાધારણ વાત છે? વિચારો, કે તે કૌશિકમાં તેવી શી શક્તિ હતી? તેણે જન્મ ધરીને સત્કર્મ તો કરેલુંજ ન હતું. તેમ દુષ્કર્મ તો કોઇ તેના કરવા બહાર ન હતું. વેદશાસ્ત્ર, પુરાણ, ઇતિહાસ, એવા તો શબ્દ પણ તેને કાને નહોતા પડ્યા. ગાયત્રીનો જપ કે સંધ્યાવંદન અને સ્વાધ્યાય કે શિવપૂજન એ શું હોય એમ તે જાણતો ન હતો. પણ નર્મદાને તે જોવાનુ ન હતું. તેણે તો તેને સર્વોત્તમ દૈવત ગણી તેની સેવા કરી હતી, તો તેનું તેવુંજ કલ્યાણ થયું. કદિ ઉપરના કૌશિક અને નર્મદાના

ઉદાહરણને આપ ઘુણાક્ષર[1] ન્યાયમાં ગણતા હો તો નારદીયપુરાણનું બીજું પણ ઉદાહરણ આપની સેવામાં હાજર કરૂં છું.

શાકલપુરનો રેહેવાશી એક બ્રાહ્મણ, કે જે માત્ર બ્રાહ્મણને ઘેર જન્મ લીધો એટલુંજ બ્રાહ્મણપણું ધરાવતો હતો. આચાર તો સર્વ શૂદ્રના જેવાજ તેમાં હતા. વળી તેને વેશ્યાસાથે પ્રીતિ હતી. પોતાનાં સર્વ સત્કર્મનો તેણે ત્યાગ કર્યો હતો પણ ભાગ્ય યોગથી તેને સ્ત્રી પતિવ્રતા મળી હતી. આ પતિવ્રતા સ્ત્રી પોતાના ધર્મ પ્રમાણે મન વચન કર્મથી પોતાના પતિની સેવા કરતી હતી. એટલુંજ નહિ પણ જે વેશ્યા સાથે પોતાના પતિને પ્રીતિ હતી[2] તેની પણ પોતાના પતિના જેવીજ સેવા કરતી હતી. પોતાના પતિના તેમજ વેશ્યાના તે પગ ધોતી. તે બેયના તે પગ ચાંપતી હતી ને પોતાના પતિસાથે તેમજ તે વેશ્યા તરફ પ્રીતિ ધરાવતી હતી. મત્સર કે ઇર્ષ્યા લેશપણ લાવતી ન હતી. મદિરાના મદમાં ઉન્મત્ત થયેલી તે વેશ્યા તરછોડતી, ગાળ્યો આપતી, અને વખતે મારતી તોપણ તે પતિવ્રતા સ્ત્રીને પોતાના પ્રાણનાથ તરફના પૂર્ણ પ્રેમને લીધે તેનીઉપર દ્વેષ આવતો નહિ. કોઈ કાળે ક્રોધ કરી તેના સામુ એક પણ વચન બોલતી નહિ. પ્રતિક્ષણ તેના મનમાં એજ ભય હતો, કે કાંઇ પણ મારાથી વેશ્યાનો અનાદર થશે તો મારા પ્રાણનાથનું મન કચવાશે. અને જ્યારે મારા તરફથી મારા પતિનું મન દુખાય ત્યારે પછી મારા જેવી પાપિણી, પતિત અને નર્કનાં દુઃખોનું પાત્ર બીજી કોણ ગણાય? આમ તે વિચારતી.

---

1 ઘુણાક્ષરન્યાય એટલે "ઘુણ" નામનો જીવ લાકડાં કોતરે છે તેમાં કોઈ વખતે અક્ષરના જેવો આકાર કોતરાય છે. તેમ જે કોઇ વખત એની મેળે કાંઈ બને તેને ઘુણાક્ષરન્યાયની પેઠે કહે છે.

2 વાંચનાર ગૃહસ્થોનું ધ્યાન શા વિષયઉપર આપણે જોઈએ તે ખચી નહિ ગયું હોય તોપણ સ્મરણ આપવાનું કે, પતિનું હિત હોય તેજ પતિએ કરવું ઇત્યાદિયો સ્ત્રીધર્મની મહત્તા દર્શાવવા મૂળમાં છે તેવી વાત પ્રસિદ્ધ મેલવી પડે છે માટે અન્યથા વિચાર કરી અવળું નહિ ઉતરતાં ઉત્તમ સાર ગ્રહણ કરવો.

આવા પ્રકારથી પોતે લાખો દુઃખ સહન કરી તેની મન વચન કર્મથી સેવા કરવામાં બાકી રાખી નહિ. પરંતુ બ્રાહ્મણને તો ધીરેધીરે ભક્ષ્ય શું અને અભક્ષ્ય શું? હિત શું અને અહિત શું? પેય શું અને અપેય શું? એવું ભાનજ રહ્યું નહિ. એટલુંજ નહિ પણ હમેશના વેશ્યાના સંગને લીધે તે અભક્ષ્યનેજ ભક્ષ્ય ગણવા લાગો અપેયનેજ પેય જાણવા લાગો, અકૃત્યનેજ કૃત્ય માનવા લાગો, અને તે અહિતનેજ હિત સમજવા લાગો. આમ થવાથી પોતાના પિતાનું કમાયેલું ધન તે ખોઇ બેઠો. પોતાના રેહેવાનાં ઘર અને જમવાનાં પાત્ર પણ વેચીને વેશ્યાને ખવરાવી દીધું. છેવટ તેને ખાવાને અન્ન કે પેહેરવાને વસ્ત્ર રહ્યું નહિ. તેનાં નીચ કૃત્યોપ્રમાણે તેનીઉપર જે આપત્તિયો આવે તે ઓછી હતી. પણ કોઇ પણ જન્મના પુણ્યના પ્રતાપથી તેને પતિવ્રતા સ્ત્રી મળી હતી. એ પવિત્ર પતિવ્રતાએ પોતાના સર્વ અલંકારો અને વસ્ત્રો પોતાના પતિને અર્પણ કરી દીધાં અને દરિદ્રતાના દુઃખથી દિલગિર અને આકુલવ્યાકુલ થયેલા પોતાના પતિને ઉત્તમ ભાષણ કરી ધીરજ અને હિમ્મત આપી, પણ થોડે દિવસે અલંકારો અને વસ્ત્રો વેચી નાંખ્યા ને ખવાઇ જવાણાં તેથી પાછા હતા તેવાજ દિવસો આવ્યા. અધમ કર્મ કરનારી વેશ્યાઓ તો સ્વાર્થનીજ સગી હોયછે. તે બ્રાહ્મણ નિર્ધન થઈ જવાથી પોતાનો સ્વાર્થ રહ્યો નહિ તેથી તે રંડાએ તેને તરત પોતાના ઘરમાંથી કાઢી મૂકયો. હવે, તે બ્રાહ્મણનાં વાવેલાં કર્મરૂપબીજ અંકુરિત અને પલ્લવિત તો થયાં હતાં પણ તેને ફળ થવા લાગાં. તેને ઘરબાર, વસ્ત્ર, અલંકાર, અને ખજાનો જવાથી, તેવું દુઃખ નં હોતું આવ્યું કે જેવું વેશ્યાએ ઘરમાંથી પોતાનો અનાદર કરી કાઢી મેલ્યો તે વખતે આવ્યું હતું. વેશ્યાના ઘરમાંથી બહાર નીકળવું થયું, એ તે બુદ્ધિના બારદાન બ્રાહ્મણના મનમાં રાજ્યથી ભ્રષ્ટ થવા જેવું, સ્વર્ગથી પડ્યા જેવું કે અકસ્માત્ વજ્રપાત જેવું હતું. તેમાં વળી ભગંદર, ગલત્કુષ્ટ, ઉપદંશ અને રાજયક્ષ્મ, એવા મહારોગોએ તેને ઘેરી લીધો. હવે તે બ્રાહ્મણને

પોતાના કૃત્યનો વિચાર થવા લાગ્યો અને પોતાની પતિવ્રતા સ્ત્રીના ગુણોવિષે અનુભવ થવા લાગ્યો તથી તેને શરમ અને પસ્તાવાનો પારજ રહ્યો નહિ. બ્રાહ્મણ વેશ્યાના ઘરમાંથી નીકળી અણુંતલ મોઢે પોતાની પતિવ્રતા સ્ત્રીની પર્ણકુટીએ આવ્યો.[1] અને પોતાનાં કૃત્યોના પસ્તાવાને લીધે આંખમાંથી આંસુ પાડતાં ગદ્ગદ કંઠે (ગળગળે સાદે) નીચે પ્રમાણે બોલ્યો, કે—

"મારી પ્રાણપ્રિયા, આજસુધી તમારી તરફ જે મેં વર્તણુક ચલાવી છે તે સ્મરણ આવતાં હુંજ મારાથી શરમાઉ છું. દુષ્ટ વેશ્યાની સોબતની અધારપછેડી આડી આવી જવાથી તમારાં અમૂલ્ય ગુણરૂપ રત્નો મારા જોવામાં ન આવ્યાં. પવિત્ર બ્રાહ્મણના કુળમાં ઉત્પન્ન થઇને તમારે મદિરા અને માંસાદિકને ખાનારી દુષ્ટ વેશ્યાની સેવા કરવી પડી. જેને તમારે દૃષ્ટિથી જોવી પણ યોગ્ય નહિ તેની તમારે પગ ચાંપવાસુધીની ચાકરી કરવી પડી, જે તમારાં નેત્રોથી દેવદર્શન કરવા જોઇએ તે નેત્રોથી તેનું મોઢું જોવું પડ્યું, જે તમારી જિહ્વાએ ઇશ્વરસ્તુતિ કરવી જોઇએ તે જીહ્વાથી તે દુષ્ટાની સ્તુતિ કરવી પડી, તેમ જે તમારા કાને વેદપુરાણ અને ઇતિહાસો સાંભળવા જોઇએ તેજ કાને તે પાપણીના મોમાંથી પડતા વજ્રસરખા અપશબ્દો સાંભળવા પડ્યા. આ સર્વ મારીજ મૂર્ખતા, મારીજ દુષ્ટતા, અને મારીજ દુઃસંગતિથી થયું. ધન્ય છે તમને, કે મારા આવા આવા અપાર અપરાધો છતાં કોઇ દિવસ પણ મારીઉપર રોષ નથી કર્યો, કોઈ દિવસ તમે મને ઉદાસી નથી બતાવી, કે કોઇ દિવસ તમે મર્મના વાક્ય નથી કહ્યાં. *આવા આવા તમારા અસંખ્યગુણોથી મારૂં મન હવે તમારે વશ થઇ રહ્યું છે. અથવા આ સમયે મેં તમારા ગુણ, તમારી ગરીબાઈ, તમારો પ્રેમ અને તમારી ભક્તિ એ સર્વ જાણ્યું તોપણ શું અને ન જાણ્યું તોપણ શું? મારૂં મન તમને વશ થયું તોપણ શું અને ન થયું તોપણ શું! હું વેશ્યા-

૧ સુજ્ઞોએ વિચારવું કે દુષ્ટલોકો કેવા ખાતા ખાય છે અને ગરજ પડે ત્યારે કેવા પાધરા જણાય છે!

ના સ્વાર્થી સ્વભાવનો જાણીતો થયો તોપણ શું અને ન થયો તો પણ શું? કાંઇજ નહિ. કારણ કે આ સમયે તમારા ગુણ જાણી વસ્ત્ર, અલંકાર કે તમારી કાંઇપણ ઇચ્છિત વસ્તુ તમને આપી તમારા અપાર આભારનું શું મારાથી અનૃણી થઇ શકાશે, શું મારાથી તમારૂં સારી રીતે પોષણ કરી શકાશે કે શું કોઇપણ ભયમાં મારાથી તમારૂં રક્ષણ કરી શકાશે? કદિ નહિ. ત્યારે હવે જે છે તે માત્ર બોલવાનુંજ છે. આટલી અવસ્થાએ અને આવી વ્યાધિમાં તમારા ગુણને ઓળખ્યા તેનું ફળ માત્ર તમને વધારે દુઃખમાં નાખવાં એટલુંજ હવે છે. જે સમયે સોનાની સાંકળવાળા હિંડોળામાં નિદ્રાનું સુખ લેતો હતો તે સમયે તો દુષ્ટા વેશ્યાવિના બીજું કાંઇ દેખતો નહતો ને જ્યારે આજ પાથરવાને સાદરીના પણ વાંધા છે ત્યારે તમારા ગુણ કદિ જાણ્યા તોપણ તે શું કામના? ટુંકામાં એટલુંજ કે મારા અપરાધનો, મારા અવગુણનો, અને મારાં દુષ્ટ કૃત્યોનો તો પારજ નથી પણ તમારે તે સામું ન જોતાં મારૂં રક્ષણ કરવું યોગ્ય છે. હવે મારો જીવવાનો આધાર તમારા હાથમાં છે." એટલું કહેતાં છાતી ભરાઇ આવવાથી તે બોલતો રહી ગયો.

આવાં પોતાના પતિના વચન સાંભળીને તે પતિવ્રતા બ્રાહ્મણી વિનયથી અને સ્નેહથી હાથ જોડીને બોલી કે "મારા પ્રાણનાથ! તમારે આવાં વાક્યો બોલવાં ઘટિત નથી. આપ તો મારા જીવનના આધાર છો, મારૂં પરમ દૈવત છો અને મારૂં સંસારનું સર્વસ્વ છો. અને હું આપની જીવિતપર્યંત દાસી છું. હું આપની સેવા કરૂં તેમાં કાંઇ પાડ નથી. એ તો મારો ધર્મ છે. વેશ્યાની સેવા મારે કરવી પડી તેમાં પણ આપને ખેદ કરવા જેવું નથી. કારણ કે જેના તરફ પોતાના પ્રાણનાથની પ્રીતિ હોય તેની તરફ સ્ત્રિયોયે ભક્તિ રાખવી એપણ અમારો ધર્મ છે. પ્રાણનાથ! આપની દયાદૃષ્ટિ છે તે મુને ચિંતામણિના ભંડાર છે. આપે કોઇ પ્રકારે મનમાં ઓછું ન આણવું. મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી હું

આપને કોઇ પ્રકારની હરકત આવવા નહિ દઉં. અને મારાં પ્રાણ આપીને પણ આપનું હિત થતું હશે તો કરવા ચૂકીશ નહિ."

એવાં અનેક વાક્યોથી તેને શાંત કરી પોતાની પર્ણકુટીમાં સુંદર પથારી કરી તેમાં તેને સુવારી તેની ચાકરી કરવા માંડી. ગામમાંથી માગી લાવીને તેને ખવરાવવું, મળ મૂત્ર પર લોહિ ઇત્યાદિ પ્રતિક્ષણે ધોવાં, તથા તેના હાથ પગ માથું એ ચાંપવાં, ઇત્યાદિ તેની ચાકરીમાં રાત કે દિવસ, તેમ નિદ્રા કે આહારનો વખત ન લેતાં લાગી રહી. પોતાથી જેટલા બન્યા તેટલા ઉપાયો પોતાના પ્રાણનાથને આરોગ્ય કરવા માટે કર્યા, પણ દૈવયોગથી રોગોનું બળ દિનપ્રદિન વધતું ચાલ્યું. છેવટ મૃત્યુને ચાર પોહોર આડા રહ્યા તેજ દિવસ કોઇ ઉત્સવના નિમિત્તથી પેહેલી વેશ્યા દરબારમાં ગઇ હશે તે, તે રસ્તેથી નીકળી. તેને જોતાંવેત બ્રાહ્મણના વિચાર બદલાઇ ગયા, તેને જે પસ્તાવો થતો હતો તે વિસ્મરણ થઇ ગયો, તેને જે શરમ આવી હતી તે પાછી લોપ થઇ ગઇ, અને તેને જે વેશ્યાના સ્વાર્થી સ્વભાવઉપર ધિક્કાર આવ્યો હતો તે સ્વપ્ન સરખો થઇ ગયો. એકદમ તે બોલી ઉઠ્યો કે "મારી પ્રાણપ્રિયા, પ્રાણપ્રિયા, પ્રાણપ્રિયા! ઘડીભર મારીઉપર કૃપાદૃષ્ટિ કરી મુને કૃતાર્થ કર. તારૂં સુંદર મુખ જોતાં મારા પ્રાણ જાશે તોજ મુને સારી ગતિ થશે. ઓ મારી પ્રાણપ્રિયા! તું કેમ આવી નિર્દય થાય છે? એક ક્ષણમાત્ર તો આંહીં ઉભી રહી મારા મનને સંતોષ કરાવ." (ઇત્યાદિ) વેશ્યા તો તેની સામું પણ જોયાવગર ચાલી ગઈ પણ તે બ્રાહ્મણના ઉપરનાં દીન વાક્યો બોલવાં બંધ પડ્યાં નહિ. પવિત્ર પતિવ્રતાયે ઘણી ઘણી રીતે તેને બોધ આપ્યો પણ તે નિષ્ફળ ગયો. છેવટ તે બોલ્યો કે "જો તું મારૂં હિત કરવા ચાહાતી હો, જો તું તારા ધર્મપ્રમાણે મારૂં પ્રિય કરવા બંધાણી હો, અને જો તું મારી સદ્ગતિ થવા ઈચ્છતી હો, તો મુને તે વેશ્યાને ઘેર લઇ જા." પતિવ્રતા બ્રાહ્મણીએ "પ્રાણનાથ જો આપની એવીજ ઇચ્છા છે તો હું તેમ કરવા તૈયાર છું." એમ કહી પેહેલી વેશ્યાને ઘેર જઇ, કેટલાક કાલાવાલા કરી તેનાં આંગણાંમાં

પોતાના પતિની પથારી કરવાની હા પડાવી અને પોતાના પતિને ત્યાં તેડી ગઇ. વેશ્યાના આંગણામાં જવાથી બ્રાહ્મણનો પ્રથમનો પ્રલાપ તો બંધ થયો પણ બીજો પ્રલાપ શરૂ થયો, કે "મારૂં માથું ફાટી પડે છે. મારા પ્રાણ હમણાં જશે માટે કોઈ પ્રકારે તે વેશ્યાનું કાપડું મારે માથે બંધાય તો મુને સુખ આવે." આ પ્રલાપથી વળી તે સુશીલ પતિવ્રતાએ તે વેશ્યાની કેટલીક પ્રાર્થના કરી, એક જુનું મેલું ને ફાટેલું કાપડું માગી લઇ આવી બાંધ્યું, તેથી બ્રાહ્મણનો તે પ્રલાપ પણ બંધ પડ્યો, પણ તેણે ચીસો પાડીને કેહેવા માંડ્યું કે "મારૂં અંગ બધું બળે છે માટે કોઇ પ્રકારે આ દાહની શાંતિ કર." બ્રાહ્મણીએ કેટલાંક માણસોને તેના અંગના દેહની શાંતિના ઉપાયો પુછ્યા તેમાં કોઇએ ગળીના પાનની પથારી કરી તેમાં શયન કરાવવાથી તે દાહની શાંતિ થવાનું બતાવ્યું તેથી કેટલાંક ગળીના પાન લઈ આવી તેની પથારી કરી તેમાં પોતાના પ્રાણનાથને શયન કરાવ્યું. આ ઉપચારથી બ્રાહ્મણને જરા નિદ્રા આવી કે તરત તે પતિવ્રતાયે પતિને પાવાસારૂ સાકરની રાબ (કાંજી) કરીને પાવા જાય છે ત્યાં તો તેના દાંત બીડાઇ ગયેલા હતા એટલે જોરથી જડબાં ઉઘાડી વચમાં પોતાના હાથની આંગળી રાખી રાબ પાવા માંડી એટલામાં તે બ્રાહ્મણને તાણ આવવાથી જડબા બીડાઇ ગયાં ને તે સ્ત્રીની અરધી આંગળીનો ભાગ તેના મોઢામાં રહિ ગયો અને તે તાણ વળ્યા પેહેલાં તો તેના પ્રાણ ગયા. આ વખતે બ્રાહ્મણિયે ધીરજથી પોતાના પતિનું શબ ઉપાડી લઇ વેગથી પોતાની પર્ણકુટીએ આવી તે પર્ણકુટીમાંજ ચિતા ખડકી પોતાના પ્રાણનાથ સાથે અગ્નિમાં પ્રવેશ કરી પોતાના પતિને યમદૂતના પાશથી છોડાવી તેની સાથે રમ્ય વિમાનમાં બેસી કૈલાસમાં ગઇ. આ આખ્યાનની રમ્ય રચનાથી શું ઉપરના ધર્મની ઓછી ઉત્તમતા બતાવી છે? વિચારો કે જન્મથી તે પ્રાણાંત માંસ-મદ્યનો આહાર, વેશ્યાનો પ્રસંગ, વેશ્યાનું ધ્યાન, વેશ્યાનુંજ કીર્ત્તન, આખર વખતે પણ વેશ્યાના આંગણામાં ગળીની પથારી

વિષે મોઢામાં માંસનો કટકો રહેતાં પ્રાણનું જવું થયું. હવે તે માણસને કોઈ પ્રકારે શિવલોકમાં જવું અથવા શિવલોકમાં પોતાની સ્ત્રીને લઇ જવાની શકિત છે? કદિ નહિ. પણ પવિત્ર પતિવ્રતાએ પાળેલા પોતાના સનાતન ધર્મની શકિત છે.

તેજ નારદીયપુરાણમાં કાષ્ઠેલોપાખ્યાનવિષે જણાવે છે કે સંધ્યાવલી નામની એક રાજકન્યા પોતાના નજરબાગમાં ફરતી હતી એટલામાં એક સુકલ લાકડાંમાંથી ઇળ પડી. એ ઇળ મધ્યાન્હ સમયના સૂર્યના તાપવડે તપેલી ધરતીઉપર પડવાથી આકુળવ્યાકુળ થઇ ગઇ હતી, એટલામાં કાગડે આવીને તેને ચાંચ મારી તેથી તેની આકૂળતાનો કાંઇ પાર રહ્યો નહિ. આ અત્યંત તરફડતી ઇળને જોઇને સંધ્યાવલીને દયા આવી તેથી તેને પોતાના હાથથી ઉપાડી છાયામાં મેલીને માથે પાણી નાખ્યું, એટલામાં તે મનુષ્યના જેવી વાણીથી બોલી કે, રાજપુત્રી સંધ્યાવલિ! તમારા પવિત્રના હાથના સ્પર્શના પ્રતાપથી મુને બોલવાની શકિત આવી છે. હું ઘણા જન્મોની પેહેલાં એક બ્રાહ્મણની સ્ત્રી હતી. મારો પતિ વેશ્યાના સંગવડે બ્રાહ્મણના ધર્મથી ભ્રષ્ટ થયો હતો. તેને જુગટું રમવાનું વ્યસન હતું. એના બાપનું નાણું હતું, તે અને ઘરબાર, ખેતર, ગરાસ આદિ ખોઇ બેઠો. છેવટ મારા બાપના ઘરનાં મારી પાસે જે ઘરેણાં હતાં તે તેણે માગ્યાં. પણ આ પોતાનું સં[illegible] બેઠો છે અને એનામાં કમાવાની શકિત નથી તેથી તેને હું મારૂં સર્વસ્વ પણ આપી દઇશ તો મારૂં શું થાશે? એમ વિચારીને [illegible]ઘરેણાં આપ્યાં નહિ. અને તે લઇને મારે પીયર જતી રહી[illegible]પછી મારો પતિ લેણીયાતોના ભયથી જળમાર્ગે પરદેશ જવા [illegible]ચો. માર્ગમાં તોફાની પવનથી વહાણ ભાગી જવાથી પાણીમાં [illegible]ગો, ત્યાં એક પાટીયું હાથ આવી જવાથી એક દરિયાને કાં[illegible] એ કાંઠાઉપર એક સુંદર વનસ્પતિ વાળો પહાડ હતો તેઉપ[illegible]ડ્યો. ઉપર જતાં તેણે સુંદર પાકેલી દ્રાક્ષના વૃક્ષ ([illegible]) જોઇને હર્ષિત થઇ તેમાંથી દ્રાક્ષ ખાધી.

આ દ્રાક્ષ ખાતાંવેત સર્વતાપ શમન થઇને તેના શરીરની કાંતિ દિવ્ય થઇ ગઇ. આવી સ્થિતિ થતાં ત્યાં તેને એક કોઇ રાક્ષસી અને બીજી કોઇ રાજકન્યા વરી. આ બે સ્ત્રિયો અને કેટલુંક દ્રવ્ય લઇને ત્યાંથી ઘેર આવી મુને તેડવા માટે મારે પીયર એક પાલખી તથા કેટલાંક માણસો મોકલ્યાં. હું એની આજ્ઞાને આદર આપી એ પાલખીમાં બેસીને ઘેર તો આવી, પણ મેં પેહેલાં ઘરેણાં નહિ આપેલ તેનું સ્મરણ આવવાથી મને શરમ ઘણી આવતી હતી. પરંતુ મારા પતિ તો જાણે તે વાત જાણતાજ નથી એમ કાંઈ પણ જણાવ્યાવિના પેલી રાક્ષસી અને રાજ્યકન્યાને તેમણે કહ્યું, કે "તમે બેય જણાંએ આની સેવા કરવી. મારા ઘરની અધીશ્વરી આ છે." ઇત્યાદિ પતિનું ઉત્તમ માન મળ્યું અને સારીપેઠે સુખ ભોગવ્યું. પણ મરણ પામ્યા પછી ધર્મરાજે કહ્યું, કે "આણે આપત્તિને સમયે પોતાના પતિને મદદ નથી કરી માટે કેટલાંએક નરકોનો અનુભવ કરાવ્યા પછી કીડાની જાતિમાં અવતારો આપવા." ધર્મરાજની આ આજ્ઞા સાંભળીને યમના દૂતો મુને નરકમાં લઇ ગયા. કેટલાંક વર્ષોએ એ નરકોમાંથી મુક્ત થઇ આ સુકલ લાકડામાં ઇળ થઇને અવતરીછુ. તડકામાં પડી તરફડતી હતી તેમાં કોઇ પક્ષિયે મને ચાંચ મારી તેથી મારી આકુળતાનો કાંઇ પાર રહ્યો નહિ. આ વાતથી તમે કયાં અજાણ્યાં છો? તમારા મનમાં દયા આવવાથી મને છાંયે મેલી પણ હજી મારે કોણ જાણે કેટલા આવતાર ભોગવવા હશે માટે મારો ઉદ્ધાર કરો. આ વર્ત્તમાન સાંભળી રાજપુત્રી સંધ્યાવલીએ તેને કાંઇ પુણ્ય આપીને ઉદ્ધાર કરી દીધો.

હવે વિચારો, કે પ્રથમનાં આખ્યાનથી પાપી અધમ અને દુરાચારી પણ પતિની સેવા કરવાથી કલ્યાણની પ્રાપ્તિ થાય છે અને બીજા આખ્યાનથી પાપી અધમ અને દુરાચારી પણ પતિને ન ભજવાથી અકલ્યાણની પ્રાપ્તિ થાય છે એમ સિદ્ધ થાય છે કે નહિ? જયારે સિદ્ધ થાય છે ત્યારે વ્યાવહારિક સેવ્યમાં સેવકનો ઉદ્ધાર કરવાની શી શક્તિ છે એમ જોવાનું નથી કારણ કે તે

શક્તિ તો પરસ્પરના સનાતન ધર્મમાં રહી છે. માટે કુલીન સ્ત્રિયોયે પોતાનો પતિ અંધ હોય કે અપંગ હોય, કુબડો હોય કે કુરૂપો હોય, મુગો હોય કે મન ફરેલો હોય, રોગી હોય કે રીસાળ હોય, ક્રૂર હોય કે કપટી હોય, જડ હોય કે જુગટિયો હોય, ટુંકામાં એટલુંજ કે સર્વ દુર્ગુણનો પાત્ર હોય, દરિદ્ર હોય અને દુરાચારી હોય, તોપણ તેને પોતાના પરમેશ્વર, પોતાનું દૈવત અને પોતાનું સર્વસ્વ માનવો; તેમજ મન વચન કર્મથી સેવા કરતાં તેનું પ્રિય અને હિત થાય તેમ કરવું એજ સ્ત્રિયોનો સર્વ સુખને વધારનાર અને કલ્યાણ કરનાર શુભ ધર્મ છે.

પ્રત્યેક સેવકોએ પોતાના સેવ્ય તરફ કેમ વર્તવું તે ધ્યાનમાં રાખવાનું છે તેમ પ્રત્યેક સેવ્યે સેવક તરફ કેવી વર્તણુંક રાખવી તેપણ જરૂર વિચારવાનું છે. જુઓ, કે શાંતનું અને દશરથ આદિ પવિત્ર પિતાઓએ પોતાના પુત્રના વિરહથી પોતાના પ્રાણ છોડી દીધા છે, દ્રોણાચાર્યે પોતાના પુત્ર કરતાં પણ અર્જુનને અધિક ગણી તેને બ્રહ્માસ્ત્રવિદ્યા આપી હતી, દધીચી ઋષિયે પોતાના પ્રિય શિષ્યોમાટે બેવાર મસ્તક કપાવાની પીડા સહન કરી હતી, અને હરિશ્ચંદ્ર આદિ રાજાઓએ પોતાના અનુજીવી વાસ્તે સ્વર્ગ સુખનો પણ ત્યાગ કરેલ છે, તેથી માવતરે છોકરાં તરફ કેવો પ્રેમ રાખવો, ગુરૂએ શિષ્યો તરફ કેવો પ્રેમ રાખવો, અને ધણીએ ચાકર તરફ કેવો પ્રેમ રાખવો તે જેમ જણાય છે; તેમજ પતિઓએ પોતાની સ્ત્રિયો તરફ કેમ વર્તવું અને કેવી રીતે પ્રીતિ રાખવી ઇત્યાદિ સદાશિવ અને રામચંદ્ર આદિનાં ચરિત્રોથી પ્રસિદ્ધ જણાઇ રહે છે.

સતીએ દક્ષના યજ્ઞમાં દેહ ત્યાગ કર્યો ત્યાર પછી તેનાં અસ્થિ લઇને સદાશિવ ૧૨ વર્ષ સુધી પ્રત્યેક તીર્થમાં ફરી છેવટ હિમાલય ઉપર ગયા, ત્યાં ગંગામાં તે અસ્થિ ગળી જવાથી મૂર્છિત થયા. સતીવિના હવે હિમાલયને મેલીને બીજે કયાંઇ પણ ન જાવું એવી એમણે પ્રતિજ્ઞા લીધી હતી તે પાર્વતીની સાથે વિવાહ થયો ત્યાર પછી કૈલાસમાં પધાર્યા ત્યારે પૂર્ણ થઇ.

રામચંદ્રજી સીતાજીના વિયોગથી પ્રત્યેક વૃક્ષને સમાચાર
લાગા. સીતાજી ઉપરના પ્રેમથી થતા શોક કરવામાં કાંઇ સીમા ન
રાખી. છેવટ સીતાજીના વિયોગથી તેર હજાર વર્ષ સુધી બ્રહ્મચર્યવ્રત
ધારણ કર્યું.

ઋતુધ્વજે મદાલસાના મરણ પછી મદાલસાશિવાય બીજી સ્ત્રી ન
ગ્રહણ કરવી, એવી પ્રતિજ્ઞા લીધી હતી.

આવા સત્પુરૂષોના ચરિત્રથી એમ જણાય છે, કે જેમ સ્ત્રિયે
પતિઉપર નિષ્પ્રતિમ અને નિઃસીમ પ્રેમ રાખવું તેમજ સ્ત્રી
તરફ પણ પતિયે નિષ્પ્રતિમ અને નિઃસીમ પ્રેમ રાખવું. જેમ સ્ત્રિયે
પતિનો ત્યાગ ન કરવો તેમ પતિયે સ્ત્રીનો ત્યાગ ન કરવો. જેમ
સ્ત્રિયે પોતાના પતિવિના અન્યનું મુખ ન જોવું તેમ પતિએ પોતાની
સ્ત્રીવિના બીજીનું મુખ ન જોવું. આમ પરસ્પર ધર્મ પાળવાથીજ
પરસ્પરના કલ્યાણમાં સાધનરૂપ થાય છે. માટે પ્રત્યેક પ્રકારના
સેવકો પોતાના પ્રત્યેક પ્રકારના સેવ્યો તરફ નિષ્કપટ મન વચન
કર્મથી પ્રીતિ બાંધી સેવા કરે અને પ્રત્યેક સેવ્યો પ્રત્યેક પ્રકારના
સેવકોપ્રત્યે પ્રતિદિવસ વધતી પ્રીતિ, કૃપા અને કલ્યાણાભિલાષિતા
ધરાવે, એવું અહર્નિશ હું ઇશ્વર પાસે માગુ છું. (તથાસ્તુ.)

